પ્રેમભક્તિ—ગ્રન્થમાલા

બાદશાહનામું, ૪

# જહાંગીર—નૂરજહાન



ન્હાનાલાલ દલપતરામ કવિ

## પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં

# નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭, શકુન્તલાનું સંભારણું (૨જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગલપટો (૩જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્બોધન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૬, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭, જહાંગીર-નૂરજહાન (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૮, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૧, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |

## ૧૯૩૦ માં છપાશે

૧, શાહાનશાહ અકબરશાહ
૨, ઇન્દુકુમાર, અંક ૩જો, સમર્પણ
૩, સંબોધન
૪, પાંચ ઉપનિષદો, સમશ્લોકી
૫, ધર્મમન્થન
૬, કુરુક્ષેત્ર, તૃતીય કાંડ, નિર્ધાર
૭, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો

**કુરુક્ષેત્ર મહાકાવ્યના** ૭ કાંડ છપાયા છે: ૧૯૩૦ માં બીજા બે કાંડ છપાશે.

# પ્રેમભક્તિ—ગ્રન્થમાલા



| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજસ્થ્ત્રોની કાવ્યત્રિપુટી | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ (૩જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો (૩જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત (૪થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી (૩જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા (૫મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |



પ્રેમભક્તિ—ગ્રન્થમાલા

## બાદશાહનામું,

# જહાંગીર—નૂરજહાન

ન્હાનાલાલ દલપતરામ કવિ

दिल्हीश्वरो वा जगदीश्वरो वा

વિ. સં. ૧૯૮૬ ઈ. સ. ૧૯૩૦

કીંમત અઢી રૂપીઆ

પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ.

| | | | | |
|---|---|---|---|---|
| અલંકૃત આવૃત્તિ : | ૧૯૨૮ : | પ્રત | ૫૦૦ |
| પ્રથમ આવૃત્તિ : | ૧૯૨૮ : | પ્રત | ૧૭૫૦ |
| દ્વિતીય આવૃત્તિ : | ૧૯૩૦ : | પ્રત | ૧૧૫૦ |





મુદ્રક: શંકરરાય અમૃતરાય
મુદ્રણસ્થાન: જ્ઞાનમન્દિર મુદ્રણાલય
રાયપુર, વાઘેશ્વરીની પોળ પાસે—અમદાવાદ.

બાદશાહો જમનાને આરે વસતા;
અગ્રવનમાં ને દેહ્‌લીના દુર્ગોમાં.
આગ્રા હતું બાદશાહીનું નન્દનવન,
દેહ્‌લી હતી ભારતની સનાતન પાટનગરી.
બાદશાહો દેહ્‌લીથી આગ્રા જતા-આવતા.

ને વચમાં છે વ્રજની કુંજો,
મથુરાના મહાલયો, ગોકુળનાં ગોપમન્દિર.
જતાંઆવતાં જમનાનાં જલ પીતા;
સાથે સાથે ભારતના શહેનશાહો
ગોકુળમાં પ્રેમભક્તિનાં પાણી પીતા,
મથુરાની મોહનગરીના મોહ પીતા,
વ્રજની કવિતા પીતા.
જમનાને આરે-વૃન્દાવનને ઘાટે
દિલતરસ્યા એ દેહ્‌લીશ્વરો
ગોપજનોના ગોપભાવ પીતા.

શહેનશાહો એ પીતા,
શહેનશાહણો યે એ પીતી
વૃન્દાવનની જગઘેલું કરતી કવિતા,
આત્મનજૂના રાસલીલાના રસભાવ.
પીતાં, ને ઘેલાં થઈ ઘૂમતાં.
શહેનશાહીને ત્‍હારે સાર્થક માનતાં.

પાણી પીધે તૃષા છીપે :
અમૃત પીધે કોઈની યે છીપી છે
આત્માની અમૃતતૃષા ?
અવનીની અમ્મર વાણુ ઉચ્ચરે છે કે
અમૃતપાનના ધરવ જ નથી—કોઇને.
જીવનનાં એ અમૃત પીતાં પીતાં
શહેનશાહોને ને શહેનશાહણોને
ધરવ થતો જ ન્‍હોતો.

જમનાના જગજૂના ઘાટે
ઘણા રાસધારીઓ રાસલીલા રમે છે.
એક શહેનશાહ ને એક શહેનશાહણ
રાસલીલાનાં જાણે એવાં રાસધારી થયાં.
શહેનશાહ કહે ‘ હું કૃષ્ણચન્દ્ર ’;
શહેનશાહણ કહે ‘ હું વૃષભાણુદુલારી ’.
બન્ને યે જાણે ધાર્યાં ન હોય સ્વાંગ
વૃન્દાવનનાં એ વ્રજવિહારીઓના !

સંચર્યાં કાશ્મીરની પુષ્પકુંજોમાં,
ને માણ્યાં પૃથ્વીની ઉપર સ્વર્ગ.
એ રસોપાસક શહેનશાહ જહાંગીર,
એ સૌન્દર્યાવતાર શહેનશાહબાનુ નૂરજહાન.

ને કોને નથી એ અભિલાષ
પૃથ્વીઘાટે સ્વર્ગ માણવાના ?
કોના અન્તરમાં ઉગ્યાં નથી
માનવીઉરનાં સનાતન એ રસગીત ?
સંસારનાં ગોપગોપીના એ ગોપભાવ ?

તું યે, ઓ વાંચનાર !
ત્હારી નૂરજહાનનો જહાંગીર છે,
કે ત્હારા જહાંગીરની નૂરજહાન છે.
ગરીબ હો વા દૌલતવન્ત,
તું યે છે બાદશાહોનો બાદશાહ,
ને શાહબાનૂઓમાં બાદશાહબેગમ.
નિજનિજની રસકુંજોમાં,
યથાશક્તિમતિ, ત્હમે યે ધાર્યા છે
કૃષ્ણગોપીના એ સનાતન સ્વાંગ ;
અંગે અંગમાં સંભર્યા છે
ગોપગોપીના કોડીલા એ ગોપભાવ.
પીઓ છો રસજમનાનાં નીર,
ને ખેલો છો જીવનના એ રાસ.

માનવીના હૈયાહૈયામાં છે
રસવિહારીઓનાં વ્રજ ને વૃન્દાવન;
માનવીના આત્મનૂઆત્મનમાં છે
ગોપગોપીની એ ગોપકુંજો :
ને સહુ માણે છે ત્ય્હાં
જીવનની રસપૂર્ણિમાની રાસલીલા.

સમર્પણ હો! સમર્પણ હો!
જગતૂયમુનાને રસઘાટે વિહરતા
ભવવ્રજના ઓ યાત્રાળુ!
ત્હને ને ત્હારી નૂરજહાનને,
જાહોજલાલીજ્વલન્ત તમ રસજહાંગીરીને,
જહાંગીર-નૂરજહાનની રસબાદશાહીની
આલમઓપતી આ ઇતિહાસકથા.



# બાદશાહનામાનો ઉપોદ્ઘાત



**दिल्हीश्वरो वा जगदीश्वरो वा :** સંસ્કૃત ભાષાના આપણા છેલ્લા મહાકવિ પંડિત જગન્નાથે જેની પ્રશસ્તિ એ અતિશયોક્તિ ગાઇ ઉચ્ચારી છે તે મુગલ બાદશાહી..

દેહ્લીના તખ્તનું બાદશાહનામું એટલે મુગલ બાદશાહનામું. દેહલીની બાદશાહત મુગલ બાદશાહોએ જગતજાણીતી કીધી. બાદશાહીનો કીર્તિડંકો એશિયાયુરોપ વીંધીને પશ્ચિમઆરે ગડગડ્યો.

બ્રહ્માંડનાટકના પડદા પડે–પડે ને ઉપડે એવા ભારતીય ઇતિહાસના પડદા ભવ્ય છે. માનવકુલના પાંચમા ભાગની જન્મોત્રી એ પડદાઓ ઉપર ચીતરેલી છે. કાળના મહાલેખ એ ભવપટ ઉપર આલેખેલા છે. ઓ ગેબના આંકડા ઉકેલણહાર ! ઉકલે તો ઉકેલ, ને એ ઉકેલાવ.

પૂર્ણચન્દ્રના અમૃતરંગો એ જ કલાચન્દ્રના અમૃતરંગો : ભારતીય ઇતિહાસ સમો મુગલાઇનો ઇતિહાસ પણ ભવ્યવર્ણો છે.

ભરતકુલ ભારતમાં પ્રવેશ્યાની મહાવાર્તા વેદકાળનો કો મન્ત્રદ્રષ્ટા વેદમન્ત્રો ઉકેલીને કવિતાની પીંછીએ ચીતરી જગતને સમર્પશે ત્હારે ભારતરામાયણથી અધિકડી ઐતિહાસિક કવિતા જગતમાં ફરી અવતરશે. સપ્તસિન્ધુના, કાશ્મીરની કેસરકુંજોના, ગગનચુંબન્તી હિમાદ્રિમાલાના, બ્રહ્મરંગી બ્રહ્માવર્તના, ગંગાજમનાના યુગયુગજૂના આદેશમન્ત્રો એ મહાદ્રષ્ટા જગતને સંભળાવશે. જગતઇતિહાસનું પોપચું

ઉઘડે છે ત્હારની એ મહાકથા : ભારતીય ઇતિહાસના બ્રહ્મમુહૂર્તની એ બ્રહ્મવાર્તા. ઇતિહાસના એ પ્હરોડથી માંડીને આજ વીસમી સદીના સ્હવાર સૂધીનો ભારતીય ઇતિહાસ જગન્મોહિની કો અદ્ભુત માનવકથાનું મહાભારત છે. ને આ મુગલ બાદશાહનામું એ મહાકથાનું ન્હાનકડું એક પર્વ છે.

પૃથ્વી ઉપર, જલખંડ સમા, ત્રણ વડા મહાસાગર છે : હિન્દી મહાસાગર, પેસિફિક મહાસાગર, ને એટ્‌લેન્ટિક મહાસાગર. ભારતીય ઇતિહાસના યે, કાલખંડ સમા, ત્રણ મહાયુગ છે : હિન્દુ યુગ, ઇસ્લામ યુગ, અને આજનો ખ્રીસ્તી અથવા અંગ્રેજ યુગ. આ બાદશાહનામું એ ભારતીય ઇસ્લામયુગના મધ્યાહ્નની ઇતિહાસકાદંબરી.

ઇતિહાસ કહે છે કે દેશદેશમાં ને ખંડખંડમાં મહાપ્રજાઓના ને મહાસંસ્કૃતિઓના ભરતીઓટ ચ્હડે-ઉતરે છે. ભારતમાં ભરતકુલ આવ્યું ; હુણ આવ્યા ; ગાન્ધરો આવ્યા ; યવન-ગ્રીક આવ્યા ને ગયા ; શક આવ્યા ; ગુર્જર આવ્યા; ગઝનવી ને ઘોરી આવી ગયા; મુગલ આવ્યા ; ઇરાનીદુરાની આવ્યા ; યૂરોપીઓ આવ્યા ; ભારતની આર્યકુંજે કંઇ કંઈ મહાપ્રજાઓ આવી અને સનાતન ગિરિશિલાઓ ઉપર અણભૂંસાતી ઇતિહાસની અમૃતાક્ષરી લખી ગઇ. કો મહાવૃક્ષનાં પત્રઝૂમખાં વર્ષે વર્ષે સૂકાય, ને ખરે, ને નવપલ્લવ પ્રગટે, પણ થડમૂળ એનાં એ હોય : એમ ભારતનાં જીર્ણ પાંદડાં યુગેયુગે સૂકાયાં, ખર્યાં, ને નવપ્રજાઓએ નવપલ્લવ પ્રગટાવ્યાં. પણ ભારતીય સંસ્કૃતિનાં થડમૂળ તો આજે યે વેદજૂનાં છે. એ સહુ ભારતવાસિની મહાપ્રજાઓના મન્ત્રલેખોમાં મુગલવંશના કાળલેખની રાજજ્યોત ઇતિહાસમાં અનોખી જ છે. બાબર બાદશાહ વિજયશાળી સિકન્દર હતો. સિકન્દરને ભારત જીતવાનાં સ્વપ્નાં હતાં ; બાબરશાહે એ સ્વપ્નાં સાચાં પાડ્યાં.

અકબરશાહના પ્રજાસમન્વય, ધર્મસમન્વય, સંસ્કૃતિસમન્વયના મહામન્ત્રો ત્ય્હારે યે ઇતિહાસમાં અદ્વિતીય હતા, આજે યે ઇતિહાસનાં આભમાં અદ્વિતીય છે. ત્ય્હારે યુગના એ યુગધર્મ હતા: આજે ત્રિકાળના એ ત્રિકાળધર્મ છે. જહાંગીર-નૂરજહાનની ને શાહજહાન—મુમતાજની દામ્પત્યકવિતા તો જગતકવિતાનું સોનેરી પાનું છે. ઔરંગશાહની આલમગિરિના ઇતિહાસમાં હિમાદ્રિ પડે એવી ઇસ્લામપતનની મહાવાર્તા અને એક રાજસંન્યાસીને વિકટ વેળાએ સિંહાસને સ્થાપવાની વિધાત્રીની ભૂલની કથા છે. બાબરે મુગલાઇનો આંબો વાવ્યો; હુમાયુનશાહે એ બીજને હલમલાવી જોયું, પણ જડ વજ્રની પારખી; અકબરશાહે એ આંબો જતનથી ઉછેર્યો-મ્હોરાવ્યો; જહાંગીર—શહાજહાને મુગલાઇની શાખો માણી; ઔરંગશાહે એ આંબાનાં રંગરૂપ ઉપટાવી નાંખ્યાં; ને શીખના, શિવાજીના, દુર્ગાદાસ-રાજસિંહના હિન્દુપુનરુત્થાનની નૌબતના દુંદુભિનાદગાજન્તી સાથે આરતીની મહાઘોષણામાં મુગલાઇ સદાની આથમી. ભારતીય ઇતિહાસનું એક પર્વ પૂરૂં થયું. પૃથ્વીપાટે બ્રહ્મલેખ આલેખીને કાળનો એક અભેદ્ય પડદો પડ્યો. ૧૭૫૭ થી ૧૭૬૧—લીંબુઉછાળ રાજ્યની પેઠે દેહ્લીમાં હિન્દુપુનરુત્થાન 'થશે' 'થયું' થઇને ન થયું, ને ઇસ્લામ તો પડ્યો.

૧૧૯૩માં દેહ્લીની હિન્દુપાદશાહત પડી, છતાં હજી યે હિન્દુ સંસ્કૃતિ સજીવન છે: એમ ૧૭૦૭ માં મુગલપાદશાહત આથમી, તો યે ઇસ્લામી સંસ્કૃતિ આજે સજીવન છે. કાળબ્રહ્મનો બ્રહ્મમન્ત્ર એ છે કે બાદશાહી સ્થપાયે સંસ્કૃતિ સ્થપાય ખરી, પણ બાદશાહત પડયે ચેતનવન્તી સસ્કૃતિ પડે નહિં.

ઇસ્લામે હિન્દુત્વને કે હિન્દુત્વે ઇસ્લામને, એક અકબરશાહીના સુવર્ણયુગ શિવાય, પરસ્પરને સ્હમજવાના સદ્‌યત્ન આદર્યો છે? કબીર, નાનક, દારા શિકોહ એ અપવાદ હતા. એક હજાર વર્ષોથી બે

મહાપ્રજાઓ ભારતીય કુંજોમાં પાડોશી થઇ વસે છે, છતાં બન્ને પરસ્પરને ઓળખતી—પારખતી પૂરી નથી. આ બાદશાહનામામાં ન્હાનીમ્હોટી ભૂલો રહી હશે:—ભૂલથી કોણ પર છે?—પણ આ નાટકમાલાનો મધ્યવર્તી હેતુ તો ભૂલ નથી જ કે એક હિન્દુનો ઇસ્લામને સ્હમજવા-સ્હમજાવવાનો આ એક સાચા દિલનો સદ્‌યત્ન છે. ઇસ્લામને ન ઓળખવો એ હિન્દુને કે હિન્દુત્વને ન ઓળખવું એ ઈસ્લામીને ક્‌હાં સુધી પાલવશે? હિન્દુઓ ને ઇસ્લામીઓ ને ખ્રીસ્તીઓ પરસ્પરને ગુણભાવે પિછાનશે ત્‍હાર પછી સાચા પડોશીઓ થશે.

**इति+ह+आस**='આમ ખરેખર! થયેલું' એનું નામ ઇતિહાસ. કોઇ પણ ચિત્રપ્રતિમા દોરતાં દેશકાળની રંગછાયાઓ અને મહાજનોની મુખમુદ્રાની સચ્ચાઈ ખરાં જ હોવાં જોઇએ. બારમી સદીને વીસમી સદીના વાઘા પ્હેરાવવા એ ઇતિહાસ નથી. દેશકાળની છાયાસામગ્રી ખોટી હોય કે ચિત્રપ્રતિમાની માનવમુદ્રા જ સાચી ન હોય તો એ ઇતિહાસચિત્ર નથી. ઐતિહાસિક નાટકમાં, ઐતિહાસિક નવલકથામાં, ઐતિહાસિક મહાકાવ્યમાં **યુગદર્શન ને પાત્રદર્શન** સાચાં જ હોવાં જોઇએ. ઐતિહાસિક વાર્તાવસ્તુ કલાવિષય તરીકે સ્વીકારતાં જ કલાકાર એટલી કલાસ્વતંત્રતા ખૂવે છે. યુગદર્શન સાચાં ન ચીતરે એને ઇતિહાસને અડકવાનો અધિકાર નથી: પાત્રદર્શન સાચાં ન ચીતરવાં હોય ત્હેનો કલાપીંછીને હાથ ધરવાનો ધર્મ નથી. આ તો ઐતિહાસિક કલાસૃજનનાં સ્વયંસિદ્ધ સૂત્રો. પણ કલાધીશના કલાધર્મ ત્‍હાંથી શરૂ થાય છે, ત્‍હાં સમાપ્તતા નથી. એ કલાકાર જો માત્ર ત્વચા કે છાલનો જ રંગરસિયો ન હોય, કાળમન્ત્રોનો દૃષ્ટા હોય, ઋષિ હોય, ઇશ્વરી આદેશનો ઉકેલણહાર હોય, 'ઇતિહાસવાહી પ્રભુ'નાં એને દર્શન થયાં હોય; તો કલાવિષયક સ્વીકારેલા યુગનાં યુગઆદેશમાંથી ને એ યુગસોહાવતા મહાજનોના જીવનસન્દેશ-

માંથી સનાતન સૂત્રો સારવીને જગતને એ સંભળાવે, અને કલાકાર મટી કલાધીશ થાય: માત્ર ઇતિહાસનવેશ મટીને કાળબ્રહ્મના સનાતન મન્ત્રોચ્ચારનો એ ઉદ્‌ગાતા બને. રઘુવંશમાં કાલિદાસે એ કીધું છે. વાલ્મીકિ ને વેદવ્યાસે રામાયણમાં ને મહાભારતમાં એ કાળબ્રહ્મના સનાતન નૌબતડંકા વગાડ્યા છે. પુરાણોથી, મહાકાવ્યોથી, સંહિતાથી નિરાળા, આજ પર્યન્ત રસમીમાંસકો એ યુગચિત્ર સમી મહાકલાકૃતિઓને ઇતિહાસ ભાખે છે.

ઇસ્લામ અન્ધકારયુગ ન હતો; જગતના સહુ મહાધર્મોની પેઠે ઇસ્લામ પણ ખુદાઇ નૂર છે. ઇસ્લામ માત્ર સમશેર ન હતો: ઇસ્લામ સંસ્કૃતિ છે. અને ભારતીય ઇસ્લામની મ્હોરી-પ્રફૂલ્લી વસન્ત તે મુગલાઇ. જંગીસખાન, હલાકૂખાન, તૈમૂરલંગ: એ ભીમકર્મા વડૂવાઓએ ઝાંખો પાડ્યો ન હોત તો બાબરશાહ જગતજેતાઓમાં ગણાત. ફરઘાનાનો એ દેશનાઠો મીરઝા કાબૂલનો શાહ ને ભારતનો પાદશાહ થયો. રૂમશામની બાદશાહીના પ્રતાપી વિજેતા એલેરિક ને એટીલાનો વંશવેલો પણ મધ્યએશિયામાંથી ઉતરેલો હતો. અકબરશાહ તો જગતની બાદશાહનામાવલિમાં અદ્વિતીય છે. કર્નલ મેલિસન કહે છે કે માર્કસ ઓરેલિયસ ને અકબરશાહ દુનીઆની શાહાનશાહમાલાનાં શિખરો હતા. જગતઇતિહાસના કસોટીકાર ચોકસીઓ ઉચ્ચારે છે કે માર્કસ ઓરેલિયસ રૂપું હતો, અકબરશાહ સોનું હતા. જર્મન ઇતિહાસવેત્તા અને ડચ કલાકારે અકબરશાહનાં ગુણકીર્તન ગાયાં છે, અને હમણાં તાજેતરમાં મીસરના એક પાશાએ તો મૂસા નબીથી માંડીને જગતના અનેકદેશી મહાપુરુષો—કવિઓ, કલાકારો, મન્ત્રીશ્વરો, સેનાધિપતિઓ, વિજ્ઞાનશોધકો, જગતજેતાઓ, રાજરાજેન્દ્રો, ફિલસુફો, ધર્મપ્રવર્તકો—સહુમાં અકબરશાહને વિશ્વના કીર્તિમંડલચૂડામણિ ભાખ્યા છે. જહાંગીર-નૂરજહાનની ને શાહજહાન-મુમતાજની જીવનકવિતાની જોડ કાશ્મીરની

ને તાજમહેલની જોડ જગતમાં જડશે ત્હારે સાંપડશે. વર્ચસ્વી, ઓજસ્વી, પ્રતાપી છ બાદશાહોની મુગલાઇ સમી બીજી અખંડ પરમ્પરા જગતનું બાદશાહનામું બતાવશે ત્હારે જોઇશું. રોમ કે ફ્રાન્સ, ઇસ્તમ્બૂલ કે સમરકન્દ, બર્લીન કે મોરક્કોનાં પાયતખ્ત હજી તો એ ઇતિહાસસૂનાં છે. એ જંગબહાદુરોની વીરત્વજ્વાલા એમની રાજ-ધુરન્ધરતા સમી કીર્તિજ્વલન્ત હતી. બાબરશાહે પંદર વર્ષની વયમાં તો બે વાર સમરકન્દ જીત્યું ને ખોયું હતું. અઢાર વર્ષે હુમાયુનશાહ પાણીપત ખેલ્યો અને હિન્દજીતતી સેનાની એક પાંખનો સેનાધિપતિ હતો. છવ્વીસમે વર્ષે અકબરશાહે રાજસ્થાનનો મુગટરૂપ ચિતોડગઢ લીધો. દશેક વર્ષની વયે સલીમશાહ પ્રતાપરાણાની સ્હામે હળદી-ઘાટમાં ઉતર્યો હતા. પચ્ચીસ પૂરાં થતાંમાં તો શાહજહાને હિન્દવા સૂરજને ને દક્ષિણના વૃદ્ધ રીંછ મલિક અંબરને નમાવ્યા હતા. વીશેક વર્ષના ઔરંગશાહે ચાલતે જંગે બદખ્શાનમાં શસ્ત્રો સંકેલી મુગલસેનાને નીમાઝ પઢવાનું ફરમાન કીધું હતું. મુગલ બાદશાહો કવિતા રચતા ને કવિઓના શિરછત્ર હતા. ચિત્રકલા ને ગ્નાનકલા એમના રાજદરબારોને શોભાવતી એવી કોકને શણગારતી હશે. એમના સ્થાપત્યના શોખની તો દેહ્‌લી આગ્રા ફતેપુર સીક્રીમાં આજે યે સાક્ષીઓ ઉભી છે. મુગલાઇનાં ખંડેરો આજ ભારતના શણગાર છે. ફિલસુફીના રસિયા, ઇતિહાસના જીજ્ઞાસુ, સંસારસુધારણાના એ બાદશાહો કોડીલા હતા. સોના–ટંકશાળો, મલમલ, કિનખાબ; ચિત્રો મ્હેલાતો દુર્ગો મસ્જીદો મકબરાઓ; સિરાઇઓ, દેશમાર્ગો, પન્થ-ચન્દરવા સમી વનરાઇઓ; યમુનાવિહાર, કાશ્મીરવિહાર; ગુલ, ગુલ-બાગ઼ી, ગુલનું અત્તર; નાનાવિધ કલાઓના કલાશણગાર; કાયદાકા-નૂન રાજમહેસુલપ્રબન્ધ રાજકારભાર; અખાડા, શિકારગાહ, અગડ, સાઠમારી; ન્યાય દયા ઉદારતા દૂરઅન્દેશી; ફકીરો કલન્દરો ઓલિયાઓ પર્યેષકો; સુન્દરીની સૌન્દર્યજ્યોત, રાજવીની રાજજ્યોત, સમગ્ર સંસ્કૃતિની વિધવિધ સંસ્કારજ્યોત; આવ્યા, જીત્યા, માણ્યું,

ને આથમ્યા ; અમર કીર્તિલેખ લખ્યા ને અમૃતભર્યું મૃત્યુ પીધે ભારતની ધરતીને હૈયે મુગલ બાદશાહો સદાના સમાયા. જીવતાં ને મૂવે મુગલ બાદશાહો ભારતવાસી હતા. એક શિવાય એ શહેન-શાહોની પરધર્મસહિષ્ણુતા તો ત્હારના જગતને શરમાવે એવી હતી. ઇતિહાસ ઉચ્ચારે છે કે આગ્રાનગરી ત્હારના લંડનનગરથી ઉજળી, સમૃદ્ધ ને સોહામણી હતી. ત્હારે અમેરિકાની સોનાછોળે છલકાતા મેડ્રીડ ને લિસ્બોન દેહ્લીની જ્હોજલાલીથી ઝંખવાતા. અકબરશાહનો નવરત્ન દરબારઃ એ અબુલફઝલ ને ફૈઝી, એ તાનસેનજી સુરદાસજી ને ગંગ, એ રાજા બીરબલ ને રાજા ટોડરમલ્લ, એ વીરત્વમૂર્તિઓ રાજા માન ને ખાનખાનાનઃ લોર્ડ બર્લે લોર્ડ બેકન લોર્ડ હાવર્ડ, સર વોલ્ટર રેલે ને સર ફિલિપ સીડની, શેક્ષપિયર ને સ્પેન્સર, ને લોર્ડ ઇસેક્ષથી એકસંગાથે ભરેલો મહારાણી ઇલિઝાબેથનો કો રાજદરબાર ચીતરાય ત્હો પણ હિન્દુ યોગી શેખ મુબારક ફાધર એક્વેવિયા મહેરજી રાણા ને હીરવિજય સૂરીસ્નો એ ત્હાંનો રાજદરબાર ધર્મસમન્વયની પરમ દેવજ્યોતિવિહોણો જ ભાસશે. **दल्हीश्वरो वा जगदीश्वरो वा**-ની અતિશયોક્તિમાંના સત્યાંશનો ભાગ પડાવનાર રાજવીવંશ ઐતિ-હાસિક યુગમાં તો કો જાગ્યો નથી.

ત્હેમાં યે મુગલાઇનો સંસ્કારમૂર્ત સુન્દરીસંઘ ! કોઇ પણ મહાપ્રજાની સંસ્કૃતિ પારખવી હોય તો ત્હેનાં સુન્દરીરત્નોને પાર-ખજો; સુન્દરીઓ સંસ્કૃતિની અવતારધારિણી છે. બાબરશાહની નાનીથી માંડીને બાબરની સુખદુઃખસંગાથિણી કુલસ્ત્રીઓ ને બ્હેનો, બાબરની શાહઝાદી ગુલબદન બેગમ, હુમાયુનની મહારાણી હમીદા બેગમ, અકબરશાહની શાહબેગમ સુલ્તાન સલીમા બેગમ, નૂરજહાન, નૂરજ-હાનની ઇસ્પહાનસંસ્કારિણી માતા, નૂરજહાનની ભત્રીજી મુમતાજ-મહાલ, મુમતાજમહાલની શાહઝાદીઓ જહાનઆરા ને રોશન-આરા, ઔરંગશાહની શાહઝાદી ઝેબુન્નિસા; એમનાં આત્મ-

રત્નોના સંસ્કાર ને તેજસ્વિતા એમનાં દેહસૌન્દર્ય ને અંગઅલંકારોથી અધિકાં હતાં. કવિતાની બેતો એ સુન્દરીઓ ચોપાટના પાસાની પેઠે ફેંકતી; શેતરંજના દાવની પેઠે દૂરઅન્દેશી ને ડહાપણથી તે જીવન-રમણાઓ ખેલતી. મુગલ શહેનશાહે પણ મુગલ સુન્દરીનો કીર્તિલેખ, માનવકુલની મહાપ્રજાઓમાંની કોઈ યે સૌન્દર્યમૂર્તિ કાજ નથી મંડાયો એવો, ઐશ્વર્યજ્યોત શો, આલેખેલો છે. તાજમહેલ સમોવડે દામ્પત્યપ્રેમનો કીર્તિસ્થંભ પૃથ્વીપાટે તો નથી.

મુગલાઇના કુટુંબક્લેશ ને સંસારઅજંપા લોકવિખ્યાત છે. એમના સંસારસોહાગ હવે હૈયે ઝીલવા છે? પુત્રને માટે પ્રાણદાતા બાબરશાહ; ખૂશરૂસલીમના કંકાસથી આપઘાત કરતી પુત્રવત્સલ-પતિવત્સલ માનબાઇ; નૂરજહાન ને મુમતાજ સમી સતીધર્મીલી રાજ-પત્નીઓ; ભાઇને માગી લેતો ભાઇ, વીરની સંતલસસહાયિણી બ્હેનો; બન્દીખાનામાં પિતૃશુશ્રુષા કરતી શાહઝાદી; કુલભાવનાં સર્વદેશીય સનાતન સત્યો ને માનવસંસારના પાયારૂપ મહાભાવનાઓ શોધનાર સંસારશાસ્ત્રીને મુગલમહેલોમાંથી એ તરવરતાં જડશે. મુગલો જયસમશેરિયા કે રાજદંડધારી માત્ર ન હતા. એથી યે વડેરા, સંસાર-સોહવતા સંસારધુરન્ધરો હતા. કુલભાવગર્વિલા સંસારશાસ્ત્રીનો મુગલાઇનો ઇતિહાસઅભ્યાસ વૃથા નહિ જાય.

ને અકબરશાહના ઇબાદતખાનાનો સન્દેશમન્ત્ર માત્ર યુગધર્મ ન હતો, ત્રિકાળધર્મ-સનાતન રાજધર્મ છે. બાબરશાહની વિશાલ રાજદૃષ્ટિએ હુમાયુન શાહઝાદાને જગતશાન્તિનો રાજમન્ત્ર Religious toleration-પરધર્મસહિષ્ણુત્વ ઉપદેશ્યો હતો. હુમાયુનશાહના શાહઝાદાને પરધર્મસહિષ્ણુત્વ અધૂરો લાગ્યો; એને તો **સર્વસમન્વયના મનોરથ થયા; કોમોનો સમન્વય, ધર્મોનો સમન્વય, સાહિત્યોનો સમન્વય, સંસ્કૃતિઓનો સમન્વય. અકબરશાહના ઇબાદતખાનાના મન્ત્રોપદેશ તો જગતના મન્ત્રીશ્વરોએ સાહિત્યકારોએ સંસારશાસ્ત્રી-**

ઓએ ધર્મધુરન્ધરોએ હજી ઝીલવાના છે. મુગલાઇ યુગધર્મ માત્ર નથી ઉચ્ચરી ગઇ; સનાતન રાજમન્ત્રો, ત્રિકાળનાં કાળસૂત્રો મુગલાઇ ઉચ્ચારી ગઇ છે. મુગલ બાદશાહનામું એ ત્રિકાળસૂત્રોનો મહા-ઇતિહાસ છે.

મુગલાઇનો ત્રિકાળસન્દેશ અકબરશાહે ઇબાદતખાનામાં ઉચ્ચાર્યો છે કે **જગતકલ્યાણ સંસ્કૃતિઓના સંગ્રામોમાં નથી, સંસ્કૃતિઓના સમન્વયમાં છે.**

ને મુગલાઇના વંશપરંપરાના રોગ હતા બે: એક તો શરાબ-બાઝી. બાબર બાદશાહને અડધું આયુષ્ય ઉતર્યે એ રોગે ઝડપ્યા હતા; ને શીરાઝી શરાબના સીસાઓ ફોડીને ફહાનવાનો જંગ જીત્યા હતા એ ઇતિહાસપ્રસિદ્ધ વાર્તા છે. અકબરશાહના શાહઝાદાઓએ હલાહલ પીને મૃત્યુશરણ થયા. નૂરજ્હાને ઉગારી લીધા ન હોત તો જહાંગીરશાહ પણ ભાઇઓને પગલે પળત. અને મુગલાઇનો વંશ-પરંપરાનો બીજો રોગ તે જ્યેષ્ટાઇના વારસાકાનૂનની ગેરહાજરી. એથી સર્વસમર્થની રાજસિંહાસને સ્થાપના થતી એ ખરૂં; પણ પ્રત્યેક બાદશાહની મન્દવાડશય્યા પ્રપંચખેલ ને બળવાબીજની વિષકયારી બની રહેતી. અકબર જહાંગીર શાહજહાનના ગાદીવારસો બળવા ખૂઝાવીને, ભાંડુઓને સંહારીને, જયવન્તા રૂધિરખડ્ગે રાજસિંહાસને ચ્હડયા હતા.

ઇસ્લામને કાશ્મીરનાં કેસરકસ્તૂરીનાં આમન્ત્રણ આવતાં; હિમા-લયનાં મહાપ્રસ્થાનનાં ન્હોતરાં ઇસ્લામે સાંભળ્યાં નથી.

**મુગલાઇના મહાગુણો ને મહાદોષોનાં મૂળતત્વો મુગલો મધ્યએ-શિયામાંથી લઇને ઉતર્યા હતા. મધ્યએશિયા એટલે માનવકુલનું પારણું; માનવકુલનું પારણું એ જ મુગલાઇનું પારણું હતું. બાબર બાદશાહ પિત-**

પક્ષે તુર્ક હતા, માતૃપક્ષે મુગલ હતા. અને દુનિયાના એ દેશની ત્હારની સંસ્કારિતા ઇતિહાસ ઘડનારી ને નરકેસરી સૃજનારી હતી. યૂરોપને વિજ્ઞાનશાસ્ત્રો (Sciences)નો રસરસિયો કરનાર કાઠીંવા સમી ઇસ્લામની પાઠશાળાઓ ને વિદ્યાપીઠો માત્ર કુરાનશાળાઓ ન્હોતી. સમરકન્દ બુખારા હેરાત ઇસ્પહાન શીરાઝ રૂમશામના રાજમહેલોમાંની ત્હારની સંસ્કૃતિ ઇતિહાસ ભૂગોળ ખગોળ જ્ઞાન વિજ્ઞાન ફિલસુફી ઉપરાન્ત શાઅ્દી ને હાફીઝ ને શાહનામાના રસસિંચનથી પોષાયેલી હતી. હિન્દને હિમાલય છે એવો બાલહિમાલય ચીને મધ્યએશિયાના વીરત્વ સ્હામે માંડયો હતો. બાબરના દાદા ઉલૂઘબેગ મીરઝાએ સમરકન્દમાં ખગોળમંડળ શોધવાને વેધશાળા સ્થાપી હતી. બાળ શાહઝાદો બાબર એના અમીરપિતા રોજ શાહનામું વાંચતા તે સાંભળતો સાંભળતો ઉછરતો. હેરાત તો ત્હારે ઇસ્લામી સંસ્કૃતિનું શિખર ગણાતું, ને હેરાતની બોલી તો ફિરિશ્તાઓ બોલે છે એમ બોલાતું. તુર્કી ભાષાના બાબરશાહ નામચીન સાહિત્યકાર ને કવિ હતા. મધ્ય એશિયાની એ સંસ્કૃતિનો સંસ્કારવારસો લેઇને બાબર બાદશાહ ભારતવર્ષે ઉતર્યા. એ જમનામાં ભારતીય સંસ્કૃતિનો ગંગાસંગમ થયો ત્હારે અકબરશાહ સમું સહસ્રદલ રાજપદ્મ પ્રફુલ્લી ઉઠયું. **હિન્દુઇસ્લામનો અજબ સમન્વય એ અકબરશાહ.**

અને મુગલાઇનો ઇતિહાસ આલેખતાં હિન્દુ તરીકે પણ હું તો ગૌરવશાળી છું. મધ્યયુગના હિંદુત્વના મહાનામ મહાપુરૂષો પણ ઘણાખરા મુગલાઇમાં થઈ ગયા. સૂરદાસજી ને તુલસીદાસજી—મીરાંબાઈ ને તુકારામજી સમા ભક્તરાજો; ગંગ કેશવદાસ જગન્નાથ ભૂખણ સમા કવિવરો; રાજા બીરબલ ને રાજા ટોડરમલ્લ સમા મન્ત્રીશ્વરો; રાજા માન રાજા જયસિંહ રાજા જસવન્તસિંહ સમા કાબૂલવિજેતા સેનાધિપતિઓ; દુર્ગાદાસ ફત્તો ને જયમલ જેવા માનવદુર્ગો; રાણો સંગ, રાણો પ્રતાપ, રાણો રાજસિંહ, છત્રપતિ શિવાજી મહારાજ

સમા હિન્દુપતની પુનઃસ્થાપનાના મહાસ્થંભો; શ્રી સમર્થ રામદાસ સ્વામી ને શીખગુરુઓ સમા નરસિંહસર્જનહારા નવયુગસૃષ્ટા પ્રેરણાપુરુષો; એ સહુ મુગલયુગમાં થઇ ગયા. યશ હમેશાં વિજેતાને જ વરે છે એમ નથી; પરાજયની સમશેર ફરતું કીર્તિમંડળ તો કેટલીક વેળા સૂર્યમંડળ સમું મહાતેજસ્વી ઝળહળે છે. હારેલા લિયોનિડાસને ને હારેલા કાર્થેજને વિજેતા ઝર્કસિસ ને વિજેતા રોમન કરતાં ઇતિહાસ અધિકા કીર્તિઅર્ધ્ય સમર્પે છે. કાળની યુગવહીના આદેશ ઉકેલણહાર હિન્દુપુત્રે મુગલયુગને સંભારતાં શરમાવાનું કારણ નથી.

મુગલાઇ એટલે ભારતીય ઇસ્લામના મુગટનું આભામંડળ. મુગલાઇ ન હોત તો ભારતીય ઇસ્લામ કીર્તિકળશસૂનો હોત. ઇસ્લામના આગમનથી ભારત પાછો જગતઝળહળતો થયો, ને ઇસ્લામ ઉદાર હૃદયનો થયો. જંગીસ, હલાકૂ ને તૈમૂરના અગ્નિઅવતાર અકબર જહાંગીર ને શાહજહાનને તેજસ્સ્વરૂપે સંસ્કારસોહાગિયા થઈ ઝળકયા. અકબરશાહ જહાંગીર–નૂરજહાન ને શાહજહાન–મુમતાજની ઇતિહાસયશસ્વિની પૃથ્વીસોહામણી જાહોજલાલીમાં કાળબ્રહ્મના ઉપાસક અભ્યાસકો વિધિનું મહાવિધાન નિરખે છે કે વિશ્વસંસ્કૃતિઓના સમન્વયથી કેવી ત્રિકાળઅજવાળતી માનવજ્યોત ઝળહળી ઉઠે છે. માનવકુલનાં સદ્‌ભાગ્યે જો હવે જગતનો સંસ્કૃતિસમન્વય થશે તો ભાવી ઇતિહાસ પણ મુગલાઈના એ મહાસત્યની નવસાક્ષી પૂરશે.

અને આ નાટકમાલા શું ઇતિહાસ છે ? ના; કવિતા છે ? ના. આ તો ઇતિહાસની કવિતા છે, કાળપદ્મની ફોરમ છે. આમાં એક પ્રસંગ નથી જે ઐતિહાસિક કે ઇતિહાસછાયાળો નથી: આમાં એક પ્રસંગ નથી કે જે કવિતાવર્ણો નથી. સત્ય ને કવિતાનો સમન્વય જગતભરમાં વિરલ છે: એવી વિરલતા ચીતરવાનું આ કલાવિધાન છે. મનોરથ તો એ મહાયુગના મહાપુરૂષોનાં આત્મદર્શન ને એ મહાયુગનું કાળદર્શન, અને એ ઉભય દર્શનદ્વારા ઇતિહાસઅધિષ્ઠાતા

વિશ્વકલ્યાણવતી મહાકાળીગ્રહનું આનન્દદર્શન કરાવવાના છે. પણ કવિકુલતિલક કાલિદાસની પેઠે હું ય તે ચકિત વદને ઉચ્ચારી રહું છું કે: 'ક્‌હાં એ ગુણસાગર વંશપ્રભાવ, ને ક્‌હાં મુજ અલ્પ મતિ! તરાપાથી સાગર ઓળંગવાનાં આ સાહસ છે.'

અને એક સાહિત્યઋણ મ્‍હારે અંહી ઉચ્ચારવું એ મિત્રધર્મ છે, ને એ સૌન્દર્યના પૂજારીને અહીં સંભારવો એ સાહિત્યધર્મ છે. કલાનો એ ઓલિયો હતો, કવિઓનો ભક્ત હતો, હિન્દુઇસ્લામી સુલેહસંપીનો સ્થંભ હતો: તે હાજી મહમ્મદ અલારખિયા શિવજી. એણે મ્‍હને મુગલપરસ્તી શિખવાડી. આજથી પા સદી ઉપર એ બન્યું, અને એ આમ બન્યું: ઇ. સ. ૧૯૦૫ની દીવાળીની રજાઓમાં 'રાજયુવરાજને સત્કાર' નામનું મ્‍હારૂં કાવ્ય લેઇને હું મુંબઇ ગયો હતો. હાજીએ એ વાંચ્યું. ત્‍હેને તે ગમ્યું. અંગમાં ને આંખમાં ઉત્સાહ ઝળક્યો. હિન્દને કાંઠે રાજયુવરાજ ઉતરે તે જ તિથિએ છાપામાં એ કાવ્ય છપાય એવી ગોઠવણ એણે કીધી. ને એ કાવ્યમાંથી મ્‍હારી અકબરભક્તિ પણ એણે નિરખી લીધી. પછી મ્‍હને એણે Holden's Mogul Emperors નામનો ગ્રન્થ વાંચવા આપ્યો. વિશાળ દિલના ઇંગ્રેજ ઇતિહાસકારોએ ઇસ્લામનો ઇતિહાસસંગ્રહ સારો કીધો છે. પણ ત્‍હેમાં ય તે હોલ્ડન એટલે તો મુગલપરસ્તી. મુગલમોહિની મ્‍હને હોલ્ડને લગાડી. કોઇએ પણ મુગલપરસ્તી શીખવી હોય ત્‍હેણે હોલ્ડન વાંચવો. મુગલમોહિનીની પ્રેરણાજન્મી બાબરશાહ ને અકબરશાહની, જહાંગીર ને શાહજહાનની ફ્લોરા એની સ્ટીલની ચાર નવલકથાઓ Errant Knight અને Prince of Dreamers, Mistress of Men અને Builder છે; પણ એમાં ઇરાવતીની મૂળ નવલકથાના જેટલી ગંભીર જીવનકવિતા કે ઇતિહાસપર્યેષણા નથી. Rulers of India ગ્રન્થમાળામાં ત્રણ મુગલ બાદશાહોનાં જીવનચરિત્ર રાજજ્યોતપ્રદીપ્ત પીંછીથી આલેખાયેલાં છે. લેનપૂલ,

કર્નલ મેલીસન, લોર્ડ કર્ઝન મુગલાઇથી મોહ્યા હતા; પણ થોડા થોડા. લોર્ડ એલ્ફિન્સ્ટન બુદ્ધિનું સુકાન સમતોલ રાખવાને મથે છે, ત્હો યે મોહપૂરમાં તણાય છે. અસ્કિને મુગલમોહિનીનો જામ પૂરો પીધો હતો; હકીકત અભ્યાસ મનન કવિતા ફિલસુફી સરસ સાંપડ્યાં હતાં; ત્હારે એને આયુષ્યે યારી આપી નહિ. મુગલમોહિનીનાં પૂર તો ઉછળે છે હોલ્ડનમાં. મુગલમોહિનીને તીરે હું ઉભો હતો; ત્હાંથી એ વ્હેણમાં મ્હને હડસેલ્યો હાજી મહમ્મદે. પછી ઇતિહાસો વાંચ્યા, તો એ યુગઇતિહાસમાં કવિતાના દેવભંડાર અઢળક ભરેલા દીઠા. હાજીએ મ્હને મુગલપરસ્ત કીધો. કલાનો એ શહીદ મરતાં મરતાં યે ગુર્જર કલાભંડારને આ બાદશાહનામું સમર્પાવતો ગયો. એના 'વીસમી સદી' માસિકમાં જહાંગીર-નૂરજહાનનો એક પ્રવેશ છપાયો પણ હતો. એટલું જોઇને એ ગયો. પણ મ્હારી તો શ્રદ્ધા છે કે ત્હાંથી યે એનો કલારસિયો આત્મા આજનાં આ પ્રફુલ્લેલાં કલાફૂલડાં ને પોતાની પ્રેરણાપ્રભાની સફળતા નિરખી નિરખીને આનન્દતો જ હશે.

અને છેલ્લે છેલ્લે વ્યુત્પતિશાસ્ત્રના ને પ્રાચીનઇતિહાસસંશોધન શાસ્ત્રના શાસ્ત્રીઓને એક ઇતિહાસપ્રશ્ન પૂછી લઉં છું. સાચો શબ્દ કિયો? દિલ્લી, દિલ્હી, કે દેહ્લી? દિલ્લી કે દિલ્હી કહી 'ઢીલી'—શેષ માથે રોપેલી જડ 'ઢીલી' પડી, માટે દિલ્હીઃ એમ ઉચ્ચારનારાંઓને એમનાં મનનવિચારણને અર્થે મ્હારૂં યે એક એવું કલ્પનાસૂચન છે. ઇતિહાસ ભાખે છે કે દેહ્લી ઇસ્લામદીધું નામાભિધાન નથી, હિન્દુયુગનો નામસિક્કો છે. હવે, આપણી ગિર્વાણ ભાષામાં **देहली** એટલે ઘરનો ઉમ્બરો. ઉત્તરમેઘમાં કાલિદાસકીધો શબ્દપ્રયોગ છે કે **देहलीदत्तपुष्पैः**. એ **देहली** ઉપરથી પ્રાકૃત ડ્હેલી. દ. ત. 'આતાભાઇની ડ્હેલીએ દરબાર ભરાતો;' 'જોગા ખુમાણની ડ્હેલીએ ડાયરો જામતો;' એ જ દેવનાગરી શબ્દ **देहली**

ઉપરથી દેહ્‌લી નગર એટલે 'ભારતવર્ષનો ઉમ્બરો'–'ભારતેન્દ્રોની ડ્‌હેલી' એમ તો નહિ હોય ? આજે યે હિન્દી ભાષા બોલતી સકલ જનતા 'દિલ્હી' નથી ઉચ્ચરતી, 'દેહ્‌લી' ઉચ્ચારે છે. પ્રાચીનકાળથી હિન્દના રાજરાજેશ્વરો એ ઉમ્બરે–એ ડ્‌હેલીએ વિરાજતા આવ્યા છે. રોમ ને એથેન્સથી પુરાણી, પૃથ્વીની પાટનગરીઓમાં પ્રાચીનમાં પ્રાચીન દેહ્‌લી એટલે ભારતની સનાતન પાટનગરી.

અને એ દેહ્‌લીના સનાતન રાજસિંહાસને વિરાજેલા કેટલાક ભારતેન્દ્રોની ઇતિહાસકવિતા એ આ બાદશાહનામું.

વૈશાખી શુકલ પંચમી,
વિ. સં. ૧૯૮૪

ન્હાનાલાલ દલપતરામ કવિ

# પ્રસ્તાવના

જહાંગીર-નૂરજહાન એટલે દામ્પત્યની માણ. રંક કે રાય, દુનિયાનાં કોઇ દંપતીએ એટએટલાં જીવન માણ્યાનું ઇતિહાસ ઉચ્ચરતો નથી. શહેનશાહી જાહોજલાલીનાં સોળ વર્ષમાં એમણે સોળ અવતાર જાણે માણી લીધા.

દુષ્યન્ત-શકુન્તલા, પૃથ્વિરાજ-સંયુક્તા, ને જહાંગીર-નૂરજહાન; દેહ્‌લીનાં રાજસિંહાસનને એ ત્રણ બાદશાહી પ્રેમબેલડીઓ સોહાવી ગઈ છે. લયલા-મજનૂન, શિરીન-ફરહાદ, લાલારૂખની પ્રેમકવિતાઓની એમની ઇતિહાસકવિતા સગી સહિયર છે. જમનાજીને આરે શ્રી રાધાકૃષ્ણનાં પ્રેમયુગલે એ સૌને ઝંખવ્યાં ન હોત ને શ્રીમદ્ ભાગવત-માંની રાસલીલાની શરત્પુર્ણિમાની કવિતચન્દની પ્રકાશી ન હોત, તો આજે જગતનાં સૌન્દર્યપૂજકો ને પ્રેમસંપ્રદાયીઓ કાલિદાસનાં, ચન્દ બિરદાઈનાં, કેશવદાસજીનાં નાયકનાયિકાને વધારે ગાતાં-પૂજતાં હોત. પણ વૃન્દાવનના મોરમુગટે હસ્તિનાપુરના રાજમુગટને ઝંખવ્યો તે ઝંખવ્યો જ.

નિશાળમાં ભણતો પ્રત્યેક વિદ્યાર્થી ભણ્યો છે કે જહાંગીર બાદશાહ વ્યભિચારી ને દારૂડિયો હતો. મુગલાઇના મ્હોટા ઇતિહાસો મ્હેં તો વાંચ્યા; પણ જહાંગીર વ્યભિચારી હતો એવો આરોપ-એક

અનારકળીના કિસ્સા શિવાય-ક્‌હાંયે વાંચ્યો નથી. જહાંગીર દારૂડિયો હતો, રોજના વીસ પ્યાલા પીતો; તે નૂરજહાન સાથેનાં લગ્ન પૂર્વે. શાહબેગમ નૂરજહાને જહાંગીરને પાંચ પ્યાલે ઉતર્યો હતો. જહાંગીર શાહ દુરાચારી ન હતા, વિલાસી હતા; ને એમના વિલાસ હતા એમની સ્વપત્ની સંગાથેના. જગતના સહુ વિલાસીઓના રસવિલાસ સ્વપત્ની સંગાથેના થાય તો જગતમાંથી અડધઝાઝેરો અનાચાર અલોપ થાય. સ્વપત્ની સંગાથેના સૌના ભોગવિલાસ શતધા વાધજો.

ને પ્રત્યેક નિશાળિયો નથી ભણુતો તે છે જહાંગીરની ન્યાયપરાયણતા. જહાંગીરશાહની ન્યાયઘંટાની સોનાસાંકળને લોર્ડ એલ્‌ફિન્સ્ટને વર્ણવી છે; ઇંગ્લાંડ કંપની સરકારના ડાયરેક્ટરોને અમદાવાદમાંથી લખેલા રિપોર્ટમાં સર ટોમસ રોએ જહાંગીરશાહના ન્યાયશાસનની ગુણપ્રશસ્તિ આલેખેલી છે.

ત્‍હારે સહજ પ્રશ્ન થાય કે અકબરશાહની શહેનશાહતના વારસને વિલાસ કેમ પરવડ્યો ? નૂરજહાન સમી સ્વામીભક્ત રાજકાજકુશળ બાદશાહબેગમ, મીરઝા અય્યાઝ ને આસફખાન સમા દાનેશમન્દ મન્ત્રીશ્વરો, શાહજહાન ને મહાબતખાન સમા ઝમાનાના દિલેરજંગ સિપેહસાલારો સુભાગ્યે જેને સાંપડે એ બાદશાહને વિલાસ પરવડે. જહાંગીરશાહે દેશો ઝાઝા નથી જીત્યા; પણ ઇસ્લામ ન્‍હોતો જીતી શક્યો તે મેવાડનો મહારાણો ને હિમાદ્રિમાલામાંનો કાંગરાનો કિલ્લો જહાંગીરશાહને શરણે આવ્યાં હતાં.

જહાંગીરે સુન્દરી શોધી; સુન્દરીએ સૌન્દર્ય શોધ્યાં; કાશ્મીરની કેસરકુંજોમાં દંપતી જઇ બેઠાં; અને એમ દેહ્‌લીઆગ્રાના રાજસિંહાસનને કવિતાના અલૌકિક ઓપ ચ્‍હડ્યા.

જહાંગીરશાહનો જીવનપલટો તખ્તે આવ્યાની તિથિથી જ થયો. શાહઝાદો ને બાદશાહ નિરનિરાળા નીવડ્યા. શહેનશાહે શાહઝાદા-

પણાના ઘણાખરા સોબતીઓને વિદાય દીધી; અકબરશાહના ઉત્તરાધિકારીને શોભે એવો જીવનપન્થ ઝાલ્યો. જહાંગીરશાહનું એક પ્રથમ કાર્ય એટલે ન્યાયઘંટાની સ્થાપના.

પછી જગત પૂછે જ ને કે ન્યાયપરાયણ એ બાદશાહે શેરઅફ્ઘનને મરાવ્યો કેમ? બાદશાહે શેરઅફ્ઘનને મરાવ્યો એને ઇતિહાસકારો ઇતિહાસભ્રમ ભાખે છે. ઇતિહાસની હકીકતો જરા વિચારિયે. શેરઅફ્ઘનની પત્ની કરાઈ તે પૂર્વે મેહેરુન્નિસા સલીમ શાહજાદાની પ્રણયપ્રતિમા હતી. ડહાપણના દરિઆવ અકબરશાહની રાજનીતિની એ મહેચ્છા હતી કે સલીમશાહે કો વડા રાજપૂતકુળની રાજકુમારીને પરણવું. પ્રેમપ્રસંગમાં દુન્વયી ડહાપણ ઘણી વેળા ભૂલાવે ચ્હડે છે, એવું અંહી યે બન્યું. અકબરશાહે વિછોડાવેલી પ્રણયપ્રતિમાને જહાંગીરશાહે પાછી વાંછી, પણ સ્હમજૂતિની આશાથી. એ સંસારે તલાકનો સંસારવિધિ હતો. પણ પ્હણે શેરઅફ્ઘન વિરલો વીરત્વરંગીલો ગાન્ધારદેશનો શેર હતો, એટલે સ્હમજૂતિ સફળ ન નીવડી. ઝપાઝપી થઈ; અને એ અણચિન્તવી ઝપાઝપીમાં શેરે બંગાળના સૂબા કુતુબને ખંજરથી વીંધ્યો, ને કુતુબના કાશ્મીરી નોકર અંબાખાને શેરને સમશેરથી વધેર્યો. અંબાખાન પણ એ વાર્તા કહેવાને ન રહ્યો. મેહેરને પછી રાજઅધિકારીઓએ દેહ્લી પાઠવી. પાંચ વર્ષ સૂધી મેહેરે બાદશાહનાં લગ્નકહેણને કાન ન ઢાળ્યા. ઇ. સ. ૧૬૦૬ માં ૨૯ વર્ષની વયે દેહ્લી આવેલી મેહેર ૧૬૧૧ માં ૩૪ ની વયે નૂરજહાન થઇ. બાદશાહનું વય ત્ય્હારે ૪૨ વર્ષનું હતું. ૧૬ વર્ષનું જગતઅનુપમ રાજસૌભાગ્ય નૂરજહાને ભોગવ્યું. પછી ૧૬૨૭ થી ૧૬૪૪ સુધી લાહોરમાં જહાંગીરશાહના શાહદરાના મકબરાની મુજાવરણ તરીકે એ બાદશાહબેગમે પ્રેમસંન્યાસિનીનું જીવન ગાળ્યું.

જહાંગીર-નૂરજહાનનો લગ્નયોગ યૌવનની ઉતાવળી ભૂલ ન હતી; પ્રૌઢોનો પુખ્ત વિચારણાનો પ્રેમપ્રસંગ હતો.

નૂરજહાનને માથે કેટલાક આળ મૂકે છે કે તે મહત્વાકાંક્ષિણી હતી, સત્તાલોભિણી હતી, કલાબાજ મહાખેલાડી હતી. પણ કઇ કઇ કલાબાજ ખેલાડી સ્ત્રીઓએ પ્રણયપ્રાર્થતા બાદશાહને પાંચ-પાંચ વર્ષ ટટળાવ્યા છે? કઇ કઇ સત્તાલોભિણીઓએ આયુષ્યનાં ઉતરતાં યૌવને બાદશાહબેગમ થવાની આનાકાની કીધી છે? કઇ કઇ મહત્વાકાંક્ષિણીઓએ રાજદરબારની પ્રથમ પંચવર્ષી ને છેલ્લી સોળવર્ષી-સ્વતંત્ર છતાં-રાજપ્રપંચ ખેલ્યા વિનાની વિતાવી છે? નૂરજહાનના જીવનપ્રસંગો એ આરોપોને સદન્તર જુઠ્ઠા ભાખે છે.

બાદશાહે નૂરજહાનને તખ્તે બેસાડી; શાહબેગમ સ્થાપી; સોનામહોર ઉપર નામ છાપ્યું; બાદશાહી ફરમાનોમાં સહી કરાવી; ત્રીશહજારી બક્ષી; નિશાનડંકો નિવાજ્યો. નૂરજહાને શું ઓછું વાળ્યું છે? શરાબના વીસના પાંચ પ્યાલા કરાવ્યા; નવશોધેલા ગુલાબના અત્તરને અત્તરે જહાંગીરી કર્યું; રાજદરબારને, રાજમહેલને, સલ્તનતને સંસ્કારસોહામણા કીધા; નિર્દય સઝાઓમાંથી બાદશાહને વાર્યા; બાદશાહને કાજે જહેલમનો જંગ ખેલી; બાદશાહ સંગાથે સ્વાભિપ્રાયે કેદી બની; બાદશાહને સિન્ધુપટમાં મહાબતની કેદમાંથી રણરમત ખેલી છોડાવ્યો; કાશ્મીરની સૌન્દર્યકુંજોની જીવનમાણ જમાડી; જગતના પ્રેમમન્દિરિયે બાદશાહને અમ્મર કીધો. નૂરજહાન જીવનભરની જહાંગીરશાહની ગુણઓશિંગણ હતી એ ખરું: જહાંગીરશાહ તો ઇતિહાસભરના નૂરજહાનના ગુણઓશિંગણ છે. નૂરજહાન એટલે દુ:ખસુખની તડકીછાંયડીમાં જહાંગીરની જીવનવિધાત્રી.

જહાંગીરશાહનું આરોગ્ય હતું ત્યહાં સૂધી રાજકુટુંબમાં ને મહારાજ્યમાં સંપ હતો, જાહોજલાલી હતી, સુખ ને કલ્યાણ હતાં, જય હતો. બાદશાહને ભયંકર મન્દવાડ આવ્યો, ગાદીવારસનો પ્રશ્ન ઉઠ્યો; તે ઘડીથી કુલમાં કુસંપના અંગારા વરસ્યા, સલ્તનતમાં બંડની હોળી સળગી. રાજમહેલમાં યમરાજનાં પગલાં થયાં. મુગલા-

દનો એ વંશપરંપરાનો રોગ હતો. નૂરજહાનને એકની એક પુત્રી હતી. ત્હેનું લાડનામ લાડિલી બેગમ. શેરઅફ્ઘનની પ્રાણછાયારૂપ એ પુત્રીને શાહઝાદાને વરાવવા નૂરજહાનને કોડ થયા. બાદશાહબેગમના એ કોડ અતિઘણા કે અસ્વાભાવિક હતા? પણ એથી બાજી વધારે બગડી. કુળમાં કુસંપની ઝાળો જાગી; બે શાહઝાદાઓએ જીવ ખોયા; શાહજહાને બંડ કીધું. રણવગડે રઝળ્યો; બાદશાહ, ને પછી બાદશાહબેગમ, પોતાના સેનાધિપતિનાં કેદી બન્યાં; સારી શહેનશાહત ઘડીક ડોલી ગઈ. શાહજહાન જેવી આખરી અવસ્થા શાહજહાનને હાથે શાહજહાનના રાજપિતાની ન થઇ એ નૂરજહાનનાં રણવીરત્વ ને વિજયવન્તી રાજરમતને પ્રતાપે.

જહાંગીરના મૃત્યુ પછી નૂરજહાન સોળ વર્ષ જીવી. નૂરજહાનનું પરમ પ્રેમજીવન એ હતું. એ જીવન જીવી શકે નહિ તે પ્રેમી નથી, કામુક છે. એક વેળાની સર્વેશ્વરી સામ્રાજ્ઞીએ પ્રીતમની પ્રેમ-સંન્યાસિણી થઇ રહી જીવન સંકેલ્યું. નૂરજહાન એટલે જહાંગીર-શાહની પ્રેમજોગણ.

જહાંગીરશાહના સમયમાં ગુજરાતમાં જૈનોનો અને પંજાબમાં ગુરૂ અર્જુનનો—એમ ધર્મદૂભવણીના બે પ્રસંગો બન્યા હતા. શીખ-સંઘના ગુરૂ અર્જુન મહાપુરૂષ હતા. એમણે તરણીતરણનું તીર્થ સ્થાપ્યું, અમૃતસરોવર બન્ધાવ્યું. ગુરૂમુખનિર્ઝર્યાં મન્ત્રો સંગ્રહી ગ્રન્થસાહેબ શીખસંપ્રદાયને સમર્પ્યો. એ ઉભય ધર્મદૂભવણીનાં મૂળ કારણ જરા ઝીણવટથી પારખવા જેવાં છે. અકબરશાહની છેલ્લી ઘડીઓમાં ગાદીવારસાને માટે કંઇ કંઇ પ્રપંચખેલ ખેલાયા, ને કાવત્રાં રચાયાં; પણ ઉદાચરિત્ અકબરશાહની ઉદારતા છેક છેલ્લી ઘડીએ વિજયશાલિની નીવડી. સલીમ શાહઝાદાના સહુ અળવા ને ગુનાહ મૃત્યુખોળે ઢળતા બાદશાહે માફ કીધા, ને સલીમશાહને ભોલાની અમીરો સમક્ષ શહેનશાહતની સમશેર બન્ધાવી. આશાભંગ

ખુશરૂશાહે બળવો કીધો. ગુજરાતના જૈનોનો અગ્રેસર માનસિંહ શેવડો કરીને હતો; ત્હેણે અને ગુરૂ અર્જુને ખૂશરૂશાહનો પક્ષ લીધો. વળતી જહાંગીરશાહે વખત આવ્યે એ બન્ને ય ધર્મગુરૂઓને દૂભવ્યા એ ખરૂં: પણ એ પજવણીઓનો હેતુ ધર્મપજવણી ન હતી, રાજ-પજવણી હતી. જહાંગીરશાહ તો અકબરશાહનો વારસ હતોઃ અકબ-રશાહની ઉત્કટ ધર્મજિજ્ઞાસા નહિ, પણ અકબરશાહની ધર્મઉદારતા જહાંગીરશાહમાં ઉતરેલી હતી.

ઇતિહાસની આવી આવી ઘૂંચો ને ગાંઠો ઉકલે તો જહાંગીર-નૂરજહાનનો કોયડો સરલ થાય. જૂના ઇતિહાસકારોમાંથી લોર્ડ એલ્ફિન્સ્ટન અને નવા મુગલાઈ ઇતિહાસકારોમાંથી પ્રયાગશારદાપીઠના પ્રો. વેણીપ્રસાદ જેમણે વાંચ્યા નથી ત્હેમને જહાંગીર-નૂરજહાનના ઇતિહાસપ્રસંગો ચર્ચવાનો અધિકાર નથી. ઇતિહાસસંશોધનના વિચારકે એલ્ફિન્સ્ટનની પૂરવણી પ્રો. વેણીપ્રસાદ કનેથી શોધવાની છે, ને પ્રો. વેણીપ્રસાદના ઉત્સાહને એલ્ફિન્સ્ટનની બુદ્ધિતુલાથી તાવી સંયમમાં રાખવાનો છે. મુગલઇતિહાસ એટલે કવિતાનો ભર્યોભર્યો મહાસાગર; એમાં ઉમેરણ વૃથા છે. સ્વામીનારાયણ સંપ્રદાય ભાખે છે કે 'જ્ઞાન સાથે મહિમા સ્હમજાય, ત્હારે જ સાચી ભક્તિ જન્મે.' ઇતિહાસનાં સત્યો તારવવાં અને સાચો મહિમાસુગન્ધ પમરાવવો એ ઐતિહાસિક કવિતાકલા. અસત્યોના પાયા ઉપર ધજાગરા રોપવા એ ઇતિહાસે નથી, કલા યે નથી, કે કવિતા યે નથી.

જગત જન્મ્યું ત્હારથી સૌન્દર્યને શોધે છે. પૃથ્વી પ્રગટી ત્હારથી પ્રેમપન્થીઓની અદ્‌ભુત કથનીઓ રમાય છે, રચાય છે, ને ગવાય છે. સહુની યે પ્રેમકથાઓ કંઇક કંઇક અનોખા રસભરી હોય છે. ત્હેમાં યે જહાંગીર-નૂરજહાનની બાદશાહી પ્રેમકથાની કવિતા કાશ્મીરની સૌન્દર્યલક્ષ્મી સમી અદ્‌ભુત છે. સૌન્દર્યોપાસનાના સંપ્રદાયનાં એ અજબ સંપ્રદાયીઓ હતાં. દેહ્લીને રાજતખ્તે કે

દુનિયાંને સિંહાસને બીજાં એવાં સૌન્દર્યસંપ્રદાયી પ્રેમપન્થી કે દામ્પત્યનાં રસોપાસક કોઇક જ બિરાજ્યાં હશે.

સલ્તનતની સોનામહોરે, શહેનશાહી ફરમાનોમાં, બાદશાહી ઝરૂખે સજોડલે શોભેલાં સોહાગિયાંના નામાક્ષરો આ નાટકને પે ભાગ્યદેશે સજોડલે અંકિત કીધા છે. વિધિ સમર્થ છે તે પ્રેમબેલડીઓને મેળવે, વિખૂટાં પાડે, ને વળી મેળવે: પ્રેમીઓને પ્રેમના પરમ પાઠ શીખવવાને. પણ એવાં પ્રેમબેલડિયાંને વિચ્છેદવાની મહાન અકબરશાહની ભૂલની પુનરુક્તિ કરવા મુજ સરિખડાની હિંમત નથી ચાલી, ને એ રાજદંપતીનું દામ્પત્યનામાભિધાન આ નાટકને દીધું છે. દામ્પત્યદેશમાં જહાંગીર–નૂરજહાનની રસબેલડી અમર છે.

મે ૧૯૨૮ ન્હાનાલાલ દલપતરામ કવિ

---

# અનુક્રમણિકા

( ગેબમાંથી ગીતટહુકા ગાજે છે. )

ચાલોને સહિયર ! જમનાને કાંઠડે
જીવનનાં જલ ભરવા રે.

( જમનાજલની સહેલગાહે સંચરેલ બાદશાહ જહાંગીર, રાજનૌકા-માંથી રત્નસ્થંભ સરિખડા, સહપરિજન પધારે છે: આગ્રાના રાજદુર્ગના બ્હાલસ્યા બાદશાહી રાજઘાટને પગથિયે ઉતરી ઘાટની રાજદેવડીએ ચ્હડે છે.)

અમીરુલ ઉમરા : મુગલાઇની જાહોજલાલીના એ રાજમુગટ !
નિરખો આ બાદશાહી ન્યાયઘંટા.
બન્ધાઈ રહી ; સંભળાવશે દુઃખીનાં દુઃખો.
સલ્તનત શોભશે શહેનશાહી ઇનસાફથી.
મહારાજ્ય ઇનસાફથી સાફ રહે છે.

( ઘાટદેવડીએ જઈ સોનાસાંકળ ખેંચે છે. શિવમન્દિરે એક દોરી ખેંચ્યે સો ઘંટામાળ ગાજે ત્હેવી ન્યાયઘંટાની ઘંટડીઓ રણઝણી ઉઠે છે. ગુંજારવભર્યું વાતાવરણ ન્યાયડંકાથી ઘડીક ડોલી રહે છે. )

મીરઝા ગ્યાઝ : બાદશાહના હૈયામાંના એ ટકોરા.
સો જીભે જગતને ઉચ્ચારે છે કે
બાદશાહત બાદશાહી ન્યાયસૂની ન હોય.
ગૂંથેલાં સૂર્યકિરણો સમી આ સોનાસાંકળ

શહેનશાહતના સૂર્ય સંગાથે
પ્રજાજનને જોડશે.

**જહાંગીર :** ન્યાયઘંટાની ઘંટડીઓની જીહ્વાઓ
તો છે મહીતલના મહાજનની જીહ્વાઓ.
સો-સો જીભે પ્રજા પોકારે ન્હો યે
શહેનશાહો ન્યાય નહીં દે પ્રજાજનને ?
પ્રજાજન પાદશાહનાં પુત્રો છે ?
કે પારકાનાં સન્તાન ?
અમીરૂલ ઉમરા ! શહેનશાહતના ઓ સ્થંભ !
મુગલ સલ્તનતના બેહસ્તી ગુલશનને
ઇનસાફનાં જલથી તાઝગી અર્પજો સદા.
અકબરશાહને ગાંબાવાડિયે તો
ઇનસાફનાં અમરફૂલ જ ઉતરે.

(વિચિત્ર ભાતીગર સોનરૂપેરી કિનખાબથી શણગારાયેલું મેહેરુન્નિસાનું દાસીમંડળ જમનાનાં જલ ભરવા જતું પાણીપોળમાંથી રાજઘાટે જીવનનાં જલનું ગીત ગાતું આવે છે.)

**દાસીમંડળ:** ચાલોને સહિયર ! જમનાને કાંઠડે
જીવનનાં જલ ભરવા રે;
જીવન ભરવા ને આત્મા તરપવા,
ઉરની લહરે લહરવા રે:
ચાલોને સહિયર ! જમનાને કાંઠડે.

(પરિજનને અંગુલિનિર્દેશથી બાદશાહ રજા આપે છે. ચમેલી બુરજ નીચેથી આવન્તા દાસીમંડલને જહાંગીરશાહ ચકિત વદને નિહાળી રહે છે)

શ્રી કૃષ્ણે ભરિયાં, ને રાધિકાએ સરિયાં,
ગોપિકાએ દિલ ભર્યાં ગરવાં રે;
જગનાં રસિક! સહુ આવજો એ આરે,
રસના વિહારે ત્યહાં વિહરવા રે;
ચાલોને સહિયર! જમનાને કાંઠડે.

જહાંગીર : જમનાને કાંઠડે આ સૌન્દર્યની સેના
કોને જીતવાને સંચરે છે?

એક દાસી : જમનાને કાંઠડે, રાજરાજેન્દ્ર!
શ્રી કૃષ્ણચન્દ્રના રસયુગથી તો
સૌન્દર્યની સેનાઓ જ ઘૂમે છે.
શાહાનશાહથી શું અજાણ્યું છે?
સૌન્દર્યનાં દેવીની અમે સેના :
જગતને જીતવા નીકળી છીએ.

જહાંગીર : સૌન્દર્યમન્દિરની રૂપમૂર્તિઓ!
જગતને જહાંગીરે જીત્યું નથી શું?

બીજી દાસી : બાદશાહની બેઅદબી માફ છે?
જહાનના જહાંગીરને યે સૌન્દર્યદેવી જીતશે.
અમે તો અનુકરણો યે નથી એમનાં.

ત્રીજી દાસી : શું સમર્પીએ શાહાનશાહને?
શાહશોભતી સોગાદ નથી કાંઇ.
જળબેડલાનો ઉપરણો સ્વીકારશો આ?

જહાંગીર : અહેશાનમન્દીથી, સૌન્દર્યની પૂતળીઓ!
સૌન્દર્યનું દીધું કોઇથી યે નકારાયું છે?
—પણ આ તે જલઉપરણો?

કે લગ્નવન્તીનો સોનાસળિયાળો જાદરસાળુ ?
ઢાંકી-ન ઢાંકી નિરખાય મંહીથી
રસવન્તીની રસરંગીલી દેહજ્યોત !
મંહી માંડી છે બુટ્ટીઓની તારકમાળ.
એ રસસૃષ્ટિની સૃજનારી કોણ ?

**બીજી દાસી :** સૌન્દર્યનાં દેવી, અમારાં મહારાણી,
વિધાત્રીનો અવતાર મેહેરુન્નિસા બેગમ.

( શબ્દમૂર્છિત શા બાદશાહ જહાંગીર જલમાર્ગમાંથી ખસતા નથી; એટલે )

**પહેલી દાસી :** રાજેન્દ્ર ! આ ફૂલકલગી.

**જહાંગીર :** ( જાગીને )
હા, એ બાકી છે રાજમુગટમાં.
પણ આ તે ફૂલકલગી ?
કે મયૂરનો મણિમુગટ ?

( ઘડીક નિરખી રહે છે, પછી શિરપેચમાં મૂકે છે. )

**એક દાસી :** ( જનાન્તિકે )

આલમના શાહે તો મસ્તકે ચ્હડાવી
સૌન્દર્યની દેવીની કલગીને !

**જહાંગીર :** કોણે ઉતાર્યાં, ઓ રસરંગીલીઓ !
આસ્માનમાંથી પૃથ્વીખોળે આ દેવરંગોને ?

**પહેલી દાસી :** એ તો મેહેરુન્નિસાએ,
ચમેલીમહેલની ચતુરાએ;

સુન્દરીઓના સૌન્દર્યના સૂર્યે.
કંચનછત્રિયાળો પે-એ-લો સુવર્ણબુરૂજ ;
એ સુવર્ણબુરૂજમાં છે સૌન્દર્યનો સૂર્ય.

જહાંગીર : સૂર્ય તો એક જ છે જગતભરમાં.

બીજી દાસી : સુન્દરી યે જગતભરમાં એક જ છે ;
બીજી તો છે સૌન્દર્યછાયાઓ.
—શહેનશાહી રૂખસદ છે અમને ?
જમનાજલ ભરવાનાં બાકી છે હજી.

જહાંગીર : કૃષ્ણચંદ્રે ભર્યાં, ગોપીજને ભર્યાં ;
ભરજો જીવનની હેલ ભરીને એ નીર.
જાવ, સૌન્દર્યની શિખાઓ !
દઝાડતી મા કો પતંગની પાંખોને.
સહુનાં યે જીવન સફળ થજો.

( જલગીત ગાતી ગાતી મેહેરુન્નિસાની સૌન્દર્યની સેના હસતી-રમતી સંચરે છે, જમનાને રાજઘાટે રાજમહેલને પગથારે એકલા ઉભેલા જહાંગીર બાદશાહ એ સૌન્દર્યસંઘને જતો નિહાળી રહે છે. )

ચાલોને, સહિયર ! જમનાને કાંઠડે
જીવનનાં જલ ભરવા રે.

જહાંગીર : કટારની પેઠે કાપે છે કાળજને
ગીતટહુકાનાં આ આમન્ત્રણ.
મેહેરુન્નિસા !—સુન્દરીઓનો સૂર્ય !
દિલમાં ડંખે છે નિરન્તર એ નામ
ચમેલીમહેલની ચતુરાનું,

પાંચ-પાંચ વર્ષોથી અજીત
એ સૌન્દર્યના સૂર્યનું.
દિલ વીંધ્યાં ને વધેર્યાં,
ને ન કીધાં સજીવન પાછાં
જમનાતીરની એ જગતશોભનાએ.
મહેલની ને મનની મ્હારી એ મહારાણી;
જીવનની એ જાદુગારણ.
શાહમાતાનાં યે નથી ગણકાર્યાં કહેણ
પાંચ-પાંચ વર્ષથી ન માનતી માનિનીએ.
જાઉં, ને પામું એ સૌન્દર્યપુષ્પ.
બાદશાહી મુગટમાં કલગી અધૂરી છે.
જીવનમાં એટલી છે ઝાંખપ;
અજવાળશે વાદળમાંથી ઉતારેલી એ વીજળી.

મૂર્તિપૂજા જૂઠ સૌ જગને મહલ;
હા; સિવા સૌન્દર્યની મૂર્તિપૂજા.

(જમનાને રાજઘાટે વ્હેંટ છે.)

(અદૃશ્યમાંથી સૌન્દર્યની સેનાનો જીવનનાં જલ ભરવા જવાનો ગીત-ટહૂકો ગગન ભરતો સંભળાય છે.)

જગનાં રસિક! સહુ આવજો એ આરે,
રસના વિહારે ત્હાં વિહરવા રે;
ચાલોને સહિયર! જમનાને કાંઠડે.

# પ્રવેશ પહેલો

## ચમેલીમહેલની ચતુરા



( ચમેલી મહેલનાં અજાયબ શોભાશણગારની વચ્ચે પ્રકાશની પૂતળી જેવી, જીવનનો થાક ઉતારવા ઢળેલી સૌન્દર્યની હરિણી સારખડી, મેહેરૂન્નિસા શ્વેત મલમલનાં વાદળઆછાં અમ્બરમાં, પ્રફુલ્લેલી ચમેલીની વેલી જેવી, અર્ધઢળેલી-અર્ધબેઠેલી ગાદીતકિયે પડી છે. આગિયાના છોડ જેવી દાસીઓ ઝબકારા મારતી ઘૂમી રહી છે. ઝરૂખામાં સાહેલીઓ ગીત ગાતી હોય છે. )

સાહેલીઓ : ઉરનાં બારણાં ઉઘાડો, સોહાગિયાં !
ભાગ્યનાં બારણાં ઉઘડશે, સોહાગિયાં !

કાળની કુંજ સમી ઝાડીઓ રે
ઝૂકી જમનાને ઘાટ,
ઝૂકી જમાનાને ઘાટ;
પ્રેમનાં પંખી ડાળે માણતાં,
જગે દોળે કિલકિલાટ,
જગે દોળે કિલકલાટ :
સુણજો, એ સ્નેહનાં સોહાગિયાં !
જાગો, એ સ્નેહનાં સોહાગિયાં !

આભના આગળા ઉઘાડો, સોહાગિયાં !
ભાગ્યના આગળા ઉઘડશે, સોહાગિયાં !

( ત્હાં—રસની રમઝટને સરોવરઆરે અણચિન્તવ્યા રત્નમાળ સરિખડા જહાંગીર બાદશાહ પધારે છે. )

ભાગ્યના આગળા ઉઘડશે, સોહાગિયાં !

( જહાંગીરશાહ મહેલમાં ને ઝરૂખામાં વારાફરતી ઉડતી આંખડીએ નિહાળે છે, કવિતાના દેશ દેખે છે: તેજવલ્લી શી પડેલી મેહેરુન્નિસાને નિહાળીને ઘડીક દર્શનમુગ્ધ થાય છે.

ઝરૂખામાંથી એક સાહેલીનો ગીતટહુકાર ગાજે છે )

જમનાને કાંઠડે કળાયેલ મોરલો,
મોરલા રે ! ત્હારાં મનગમતાં મૂલ.

**જહાંગીર :** કમળપાંખડીઓનો જાણે પુંજ !
ગગન ઘૂમવાના મનોરથ ઘડતી
ઓશીકે ઢળેલી વીજળીની પૂતળી !
મોગરાની ચાદરમાં જાણે ગુલાબના ઢગલા.
સ્વર્ગમાંની સૌન્દર્યવેલ ધરતીમાં ઉતરી.
આસ્માનપાટે તેજરેખા આલેખીને
તારિકા ખરી રાજમહેલમાં વિરાજી.
અપ્સરા છે ? કે માનવબાલા ?
કે રસગૂંથેલી શૃંગારમાલા ?
જગતબાગનાં સૌન્દર્યફૂલડાં વીણી વીણી જાણે
વિધાત્રીએ ચમેલી મહેલમાં ઠાલવ્યાં.
પ્રારબ્ધ હશે તો પામીશ

પૃથ્વીલોકની એ પારસપ્રતિમા.
અમૃત પાઇ અમ્મર કરવાને
મ્હારે મહેલે જાણે ચન્દ્રમા ઉતર્યો.

( ગીતનો બીજો ટહુકો નિર્ઝરે છે. )

રાજમહેલને કાંઠડે કળાયેલ મોરલો,
મોરલા રે ! આપું દિલમાંનાં ફૂલ.

( એક દાસી આવે છે, શાહાનશાહને ઓળખી ઓવારણાં લે છે, ફૂલડે વધાવે છે. )

**દાસી :** પધારો સૌન્દર્યભવનમાં.
આજ અમારે સૌભાગ્યનો સૂરજ ઉગ્યો.

**જહાંગીર :** શાહેનશાહી મહેલને ખોળે
પોઢયું છે જગતનું સૌન્દર્ય !
રસતન્દ્રામાંથી જગાડવું યે પાપ છે.
પોયણાં પાંખડીઓ બીડે
ને જલલહરીની સેજમાં ઢળે,
એમ બીડી છે આંખડીઓ બાનૂએ.

**દાસી :** શાહાનશાહ થોભશે ? કે જગાડું ?
બોલાવતા હોય જગતના પોકાર—

**જહાંગીર :** પોઢવા દે, બાઇ ! પોઢવા દે :
પ્રકાશના કુંડમાં જાણે
પ્રફુલ્લેલું પ્રેમપદ્મ પોઢયું.
વિલાસભવનોમાં નથી સંભળાતા
જગતના પોકાર રાજવીઓને.

**મેહેરુન્નિસા :** (અડપડિયાળી આંખડીએ જ ઢળેલી રસતન્દ્રામાં લવે છે.)
ઉગ્યો—ઉગ્યો મ્હારો પ્રારબ્ધનો સૂર્ય.

(મેહેરુન્નિસાને બોલતી સાંભળી દાસી દોડે છે; જહાંગીરશાહ દાસીને રોકવા આડા ફરે છે; ચોટ ચૂકાવી દાસી જાય છે; હડફટમાં ગુલાબજલનો કુપો ફોડે છે—ઢોળે છે. ચમેલીમહેલ મઘમઘી રહે છે. શબ્દ ને સુગન્ધથી મેહેરુન્નિસા જાગી જાય છે.)

**દાસી :** બાનૂ! શાહેનશાહતનો સૂર્ય
ઉગ્યો છે ચમેલીમહેલમાં.

(ચન્દ્ર ઉપરથી ઉપટતાં વાદળાંની પેઠે ધીમેશથી મેહેરુન્નિસાનાં પોપચાં ઉપડે છે, ને શાહેનશાહનો સન્મુખ ઉભેલો રત્નસ્થંભ નિહાળે છે. પછી આળસ મરડી વેલી જેવી ઝૂલન્તી ઉઠે છે; ને હંસપગલે પધારી મોગરાની માલા સમી ઝૂકીને કુરનસ કરે છે, વસુન્ધરાના આરસપગથારે અટકાડી ભાગ્યદેશે અંગુલિનિર્દેશ માંડે છે. એ અલસગમનાને નિહાળી જહાંગીરને દર્શનમૂર્છા આવે છે, મહેલના આરસસ્થંભને અઢેલી ઉભે છે, ક્ષણ-બે ક્ષણ અબોલ આંખડીએ રસદર્શન પીએ છે.)

**જહાંગીર :** સૌન્દર્યની દેવીને શ્રમ દીધો છે.
અપરાધી છું જગતરસિકાનો.
રસતન્દ્રાની કંઈ કંઇ સ્વપ્નકલ્પનાઓ
સરી ગઇ હશે રૂપસુન્દરીની.

(અડપડિયાળી આંખડીએ મેહેરુન્નિસા અબોલ ઉભે છે.)

પાંચ-પાંચ વર્ષના અબોલડા
ઓછા છે કે હજી નહિ ભાગે?
બાનૂ! તમ હૈયાનાં બેહસ્ત

આજે ખૂલશે મ્હારે કાજ ?
શહેનશાહતની જાહોજલાલીની વસન્તમાં
આ એક વેલી વણપ્રફુલ્લી રહેશે ?
દાસીઓ તો જલાવે છે કિનખાબની જ્યોત.

**મેહેર :** જગત્સ્વામિન્ ! એ દીવડાની શિખાઓ,
આ છે ચન્દનીનાં પરિધાન.

**જહાંગીર :** ( ચમેલીમહેલના ફરતા શણગાર નિહાળીને )
રંગફૂવારાઓની રંગબેરંગી આ ધારાઓ—
જાણે રાજમહેલમાં મેઘધનુષ્ય માંડયાં.

**એક દાસી :** ચમેલીમહેલમાં સૂર્ય વસે છે :
સૂર્યકિરણનાં ઉડન્તાં એ તો સપ્તરંગો.

**મેહેર :** છોકરીઓ ! જાવ ઝરૂખામાં,
ને ગૂંથો સોનારૂપેરી કીનખાબ.

( ફૂલછાબડીઓ ને રેશમપાત્રો લઇને દાસીઓ જમના ઉપર ઝૂકતા ઝરૂખામાં જાય છે. )

**જહાંગીર :** જગતની કવિતામાં વાંચ્યા હતા
સૌન્દર્યના સિતમ :
આજ જીવનમાં અનુભવું છું.
આ આરસસ્થંભના હૈયામાં
ફૂલવેલ ડોલી રહી છે–

**મેહેર :** એ તો મહેલસ્થંભે માંડેલાં
સૌન્દર્યનાં સ્વપ્નાં છે.
રસતન્દ્રાની મીઠડી લહેકીમાં

મ્હને ચે લાધ્યું’તું એવું સ્વપ્નું
કે અન્ધારદેશમાં સૂરજ ઉગ્યો.
જાગીને જોયું જગતમાં તો
શહેનશાહતનો સૂર્ય સન્મુખ નિરખ્યો.

જહાંગીર : આ રંગમહેલમાંની રંગમૂર્તિઓ—
પ્રેમરંગે રંગેલી પ્રેમીઓની છબિઓ :—

મેહેર : આસમાનના રંગે ઇતિહાસ આલેખનાર
રંગસ્વામીઓની એ તો સૌન્દર્યસૃષ્ટિ.
આ ફકીરબાદશાહ ફરહાદ છે;
ને આ પ્રેમજોગણુ શીરીન.
આ લયલા અને આ મજનૂન.
આ રસઘેલો હાફીઝ છે,
ને આ છે શાખે નિબાત :
અમૃતની ડાળખી શી નેહથી નમેલી.
પ્રેમમસ્તોનો આ મહેલ છે :
સૌન્દર્ય તો પ્રેમનો રંગ છે.

જહાંગીર : હું શાહાનશાહ જહાંગીર છું,
મગર આ મહેલ જહાનથી બહાર છે.

મેહેર : સૂર્ય તો પૃથ્વીથી અળગો જ છે ને ?

જહાંગીર : પણ સૂર્યકિરણો પૃથ્વીને સોહાવે છે.
ઓ સૌન્દર્યના સૂર્ય !
શહેનશાહને એમ ક્યહારે સોહાવશો ?
જીન્દગીનો એક જ પ્રશ્ન
મ્હારે તો છે પૂછવાનો :
એમ ક્યહારે ઉગશો જીવનના ગુલઝારમાં ?

મેહેર : સૌન્દર્યના હૃદયમાં છે ખંજરના ઝખ્મ.
બર્દ્ધવાનમાં સમશેરથી ચીરેલ છે,
અ.શાને ઉચ્છેદી છે શાહી શયતાનોએ.

જહાંગીર : ( મગજમાં ભાલો વાગ્યો હોય એમ મસ્તક પકડીને સ્મરણો જાણે જાગતાં હોય તેમ )
બાનૂ! એ શા આરોપ ?
એ કારણે શું અવગણી છે
આજ સૂધીની મ્હારી પ્રણયપ્રાર્થનાઓ ?
રાજમાતા સુલ્તાન સલીમા બેગમને મનામણે
એથી શું નથી મનાણાં માનિની ?
હમણાં જ મળી ડહાપણની એ પુષ્કરણી,
ને ભાખ્યું: મેહેર અન્ધકારમાં છે હજી.
હું—જહાંગીર ન્યાય માગું છું
સુન્દરીઓના સૂર્યની પાસેથી.

મેહેર : ન સાંભળી હોય તો સાંભળજો,
લોકવાણી વદે છે, બાદશાહ !
સુન્દરીઓના સૂર્યને કાજે
બર્દ્ધવાનના સિંહપંજાળા તેહસીલદારને
સૂબાએ શહેનશાહી સમશેરથી વધેર્યો.—

જહાંગીર : સૂર્યની સ્હામે યે લોક
ધૂળ શું નથી ઉછાળતા ?
લોકવાણે કોને–કોને છોડયાં છે ?
સાચ્ચાં લોકવેણથી હું કમ્પું છું.
ચન્દ્રને ચીરી કોઈ અમૃતધારા વાંછે ?

શહેનશાહની તલાકની સલાહ હતી,
ખૂનની આજ્ઞા ન હતી.
કુતબુદ્દીનની હા, શેરઅફ્ઘનની ના,
—શેર પણ સુલેમાની ગુફાઓનો શેર હતો—
શેરે ખંજરથી કુતુબનું હૈયુ ચીર્યું.
સિપાહીઓની પછી ઉતાવળી અવિચારિતા :
ઝપાઝપી, તેઘના ઝબકાગ :
અણધાર્યું ને અણચિન્તવ્યું પરિણમ્યું.
બાનૂ! શહેનશાહી કોલ છે,
બર્દવાનના દિલેરજંગને
શાહી ખંજર નથી વાગ્યું.
જહાંગીરને ત્હેની જહાંગીરીના સોગન્દ.
સુન્દરીને છેતરીને, બાનૂ!
સૌન્દર્ય કોઇ પામ્યું છે કદી ?

**મેહેર** : ( સ્વગત વિમાસે છે. )
રાજમહેલો તો છે ખટપટની હવેલીઓ.
મ્હારા હૈયામાં વિષ ભરવા,
ચરણે ઢલવાતાં જગતસૌભાગ્યને ઠેલાવવા
કાં ન જોડયું હોય
જુઠ્ઠારા કોઇએ જુઠ્ઠાણું એ ?

**( મહેરુન્નિસાના જીવનનો શ્વાસ નીચો બેસે છે. અંધારઘેરી કાળી ભ્રમ્મર ઉપર લટકી રહેલી એક વાદળીનો ભાર ઉતર્યો હોય એમ લલાટની ચંદ્રલેખા ઉજ્જ્વળ થાય છે. જહાંગીર ત્‌્હાં સૌભાગ્યનું પ્રભાત ઉગતું નિરખે છે. )**

જહાંગીર : સારા જગતના સૌન્દર્યના શપથ,
જો શાહી ફરમાન ખૂનનું હોય તો.
રસિકાની રસસેરને કાપીને
રસધારા મ્હેં વાંછી નથી.
મ્હેં સુન્દરી માગી હતી;
ઝીન્દગી માગી ન્હોતી.

મ્હેહેર : બાદશાહી બોલ સાચ્ચા જ હોય.
શાહાનશાહે એ ખૂન કરાવ્યું હોત
તો પ્રેમનું ખૂન થાત,
મ્હારા હૈયાનું એ ખૂન થાત:
ઇતિહાસ કાળે અક્ષરે આલેખાત.
એક ભાર ઉતર્યો મ્હારા ઉરનો.
શાહાનશાહે પ્રેમનું ખૂન નથી કીધું,
લોહીખરડયા હાથે સૌન્દર્ય નથી ઝૂંટવ્યું.
—પણ સુન્દરી માગવાના
શાહને શા હક્ક હતા ?

જહાંગીર : દિલે દિલના કોલનો હક્ક,
નારંગીબાગનાં આમન્ત્રણનો હક્ક,
પ્રેમની આપલેનો હક્ક.
મ્હેહેર મ્હારી હતી,
શાહબાપૂએ પરને દીધી.
કોક હરી ગયો'તો મ્હારો જીવનનો સૂર્ય.
એ કોક પરાયા પાસેથી
મ્હેં તો મ્હારૂં પાછું માગ્યું હતું.

એ પરાયો હતો મ્હારા પ્રેમદેશમાં.
મ્હારો ગુનોહ શો ? પાપ શું ?
સુન્દરી ! સ્હમજાવશો ?
મ્હારે સ્હમજવી છે મ્હારી ઝીન્દગીની ભૂલ.

( ભાગ્ય સમા આરસને યે ઉખેડવા મથતી મેહેર ધરતી ખોતરતી મૌન ઉભે છે. )

હૈયાની ક્યારીએ ફૂલ ઉગ્યું;
શાહબાપૂએ તોડીને ઉશેટી દીધું.
અકબરશાહ ક્ય્હારેક જ ભૂલ કરતા.
શાહબાપૂ ભૂલભૂલામણીમાં પડયા.
મ્હારૂં હૈયાફૂલ ચૂંટવાનો
શાહબાપૂને શો હક્ક હતો ?
એ મ્હારૂં હૈયાવેલનું ફૂલ
પ્રારબ્ધ પાસે મ્હેં પાછું માગ્યું.
એને મ્હારો ગુનોહ કહેશે લોક ?
સારી આલમના પ્રેમીઓને પૂછો :
શાહનો ઈન્સાફ પ્રેમકલન્દરો કરશે.

**મેહેર** : ત્ય્હારે શાહે ખૂન નથી કીધું ?

**જહાંગીર** : પ્રેમનું ખૂન ? બાનૂ !
લૂંટીને સૌન્દર્ય પમાતાં હશે ?
જમનાનાં જલ સમશેરથી કાપો,
ત્હો યે જૂદાં પડશે ?
શાહબાપૂએ આપણને ઉચ્છેદ્યાં,

( નયનપાંદડી નમાવી સાક્ષી પૂરી જહાંગીરના મુખચન્દ્રને મેહેરુન્નિસા એક ટશે નિહાળી રહે છે. )

પ્રેમપંખીઓને અળગાં કીધાં ઘડીભરઃ
કેટકેટલુંક એ અળગાં રહે?
ઉડીને એક ડાળે ન બેસે?
બાનૂ! જૂનાં સ્મરણો સાંભરે છે?
જહાંગીર બાદશાહ બાળક હતો,
મેહેરુન્નિસા યે બાળકી હતીઃ
સ્નાનગૃહના ચોકમાં–સાંભરે છે?
આજે—આટઆટલે વર્ષે માગું છું:
લાવો, પાછાં આપો, બાનૂ!
મ્હારાં એ કબૂતર ને કબૂતરી.

મેહેર : શહેનશાહને હૈયે વસ્યાં છે એમ
નારંગીબાગનાં એ પંખેરૂઓ
મ્હારા યે હૈયામાં સમાયાં છે.

જહાંગીર : તો એ હૈયું આપો, બાનૂ!
એ હૈયા ઉપર મ્હારો હક્ક છે.
ત્ય્હાં છે મ્હારાં રસપંખાળાં પંખીઓ.
એ હૈયું થશે આજથી
મ્હારા જીવનની આરામગાહ.
એ હૈયું છે પીંજર મ્હારા પ્રાણનું,
એ હૈયું છે મન્દિર મ્હારા પ્રેમનું.
બાનૂ! સૌન્દર્યની કવિતાથી,
ઇસ્પહાનનાં વિદ્યાવિવેકની વેલીઓથી

શહેનશાહી મહેલને શણગાર્યો :
જીવનની રસજ્યોતની ઝલકથી
શહેનશાહને એમ હવે શણગારો,
દેહ્લીના સિંહાસનને શણગારો,
જહાંગીરની સલ્તનતને શણગારો.
ચમેલીમહેલને શણગારો છો, મેહેર !
એમ સારી જહાનને પ્રકાશો.
ત્હમારાં કાવ્યો જગત ગાય છે ને ગાશે.
મુગલ વંશની સુંદરીઓના સૂર્યને
ઇતિહાસ નૂરજહાંનને નામે ઓળખશે.

**મેહેર** : ગુલે ગુલનું અત્તર શાહાનશાહ સ્વીકારશે ?

(ગુલાબપાંદડી શી હથેળીએ મેહેરુન્નિસા બાદશાહના દેહસ્થંભને દેવાપાટે ને ગજસ્કન્ધે ગુલાબનું અત્તર ચોળે છે.)

**જહાંગીર** : મેહેર ! અત્તર એટલે શું ?

**મેહેર** : (અત્તર ચોળતાં ચોળતાં જ)
પુષ્પના પ્રાણનો પરિમળ.

**જહાંગીર** : (મેહેરુન્નિસાને મસ્તકે પ્રેમહસ્તસ્પર્શ સ્થાપીને)
મેહેર ! મ્હારા દેહવૃક્ષેથી
ફોરમના ફૂવારા ફૂટે છે.
હું ત્હને પામ્યો આજ :
આજ જીવનની ખુશબો મઘમઘે છે.
શીરાઝના બગીચા ખડા કીધા ત્હેં.
આ તે મુસલ્લાના લતામંડપ ?

કે રુકનાબાદનાં પરિમલનીર ?
કે હાફીઝની પ્રેમકવિતાના ઉડતા પરાગ ?

(મેહેરુન્નિસાના સ્કન્ધપ્રદેશે હસ્તપાંદડી મૂકીને)

સૌન્દર્યની આ જાદુગરણ !
કિયા નીરમાંથી સારવી ત્હેં
પુષ્પોના પરિમલની આ કવિતા ?

**મેહેર** : એ તો અત્તરે જહાંગીરી :
શાહાનશાહના હૃદયદેશે
પ્રફુલ્લેલા પુષ્પપરાગની એ કવિતા.
એ તો મ્હારા જહાંગીરને ધરાવેલા
આયુષ્યના અણમૂલા રસધૂપ.

(શાહાનશાહને સ્કન્ધપાટે કમલપુટ શું મસ્તક ઢાળી દેખતા એ સત્કારસ્કન્ધે ઝુકાવે છે. સુન્દરીના ભ્રુકુટિચાપને શહેનશાહ પંપાળે છે.)

**જહાંગીર** : શહેનશાહબાનૂ છે શીરાઝનું ગુલાબ.

**મેહેર** : ને શાહાનશાહ મ્હારો છે હિન્દનું કમળ.

**જહાંગીર** : (શીર્ષકમળને પંપાળતો—લાડતો)
અજબ લગ્નોત્સવ ઉજવીશું આપણો.
અકબરી મહેલને ઇન્દ્રધનુષ્યો ધરાવીશું,—

**મેહેર** : સમીપે જહાંગીરી મહેલ મંડાવીશું.

**જહાંગીર** : અંગૂરીબાગની કુંજો દેવકુંજો બનશે.
દેહ્લીનાં શહેનશાહ ને શહેનશાહબાનુનો
લગ્નોત્સવ નિહાળવા સૂરજે થંભશે ઘડીક.

શૂરવીરનાં સ્મરણે અમ્મર કરીશું,
બર્દવાનમાં મકબરો બન્ધાવીશું.
આ ઝમાનાનો એ રૂસ્તમ હતો.
અકલમન્દ હતો; આગાહી ઓળખતો;
આ સૌન્દર્યનાં મૂલ એ યે સ્હમજતો.
નૂર ! મ્હારા ચાળીશ પ્રાન્તોના
ચાળીશ મોતીની આ મુક્તામાળ
ત્હારે હૈયે ધરાવું છું :
એને ને મ્હને ત્ય્હાં રાખજે સદા.
બાદશાહબેગમ સ્થાપુ છું, નૂર !
નૂરજહાનને સૌન્દર્યનામે
સોનું યે શોભીતું થશે.
શાહાનશાહી ફરમાનો પણ
નૂરજહાનના નામાક્ષરે સોહાશે.
જે ફોરમ રાજમહેલમાં ફોરાવી છે,
આ દેહસ્થંભે પ્રગટાવી છે,
સારી શહેનશાહતમાં એ ફોરાવો.
જહાંગીરે જહાનને જીતી છે :
નૂરજહાન નૂરવન્તી કરશે એ જહાનને.
સૌન્દર્યની તેજભરતીઓ ઉભરાવીને,
સુન્દરીઓના ઓ સૂર્ય !
જહાંગીરની સલ્તનતને શોભાવ :
બાદશાહની બાદશાહબેગમ થાવ.

**મેહેર** : પધારો ને વિરાજો દિલમંડપમાં,

ઓ દિલના દિલાવર દેવ મ્હારા !
સૂના હતા—સૂકા હતા હમણાં
નૂરજહાનના ગુલછોડના ગુલઝાર.
સારી મુગલાઇનું દિલ ચમેલી મહેલ :
મેહેરુન્નિસા એ મહેલની મહારાણી :
એના યે આત્માને તખ્તે
પધારો ને વિરાજો, જગતસ્વામિન્ !
દુનિયાના માર્ગદર્શક ઓ તારલા !
જીવનસફરના દાખવ મ્હને એ રસપન્થ.

( ફૂલઝાંઝર ને ફૂલમાલાઓથી એક મયૂરને શણગારતું શણગારતું સાહેલીમંડળ ગાતું ગાતું ઝરૂખામાંથી મયૂર સંગાથે આવે છે. )

**સાહેલીમંડળ :** જમનાને કાંઠડે કળાયેલ મોરલો,
મોરલા રે ! ત્હારાં મનગમતાં મૂલ,
રાજમ્હેલને કાંઠડે કળાયેલ મોરલો,
મોરલા રે ! આપું દિલમાંનાં ફૂલ.

( મોરલાને ગુલાબનાં ફૂલ ધરાવે છે.

નૂરજહાનની નેત્રપલ્લવીને ઇશારે પુષ્પમાળ ને મુગટના સુવર્ણથાળ લેઇને દાસીઓ આવે છે. જહાંગીરશાહને નૂરજહાન વૈજયન્તી માળા આરોપે છે. શહેનશાહ જહાંગીર શાહબાનૂ નૂરજહાનને મસ્તકે શહેનશાહી શિરપેચ ધરાવે છે. હિમાલયના શિખરદેશે સરિત્પૂર સોહાય એમ બાદશાહના હૈયાપાટે મેહેરુન્નિસા સમાય છે.

સાહેલીમંડળ મોરલાને શણગારવાનું ગીત ગાય છે. બાદશાહબેગમનું અન્ય પરિજનમંડળ ચમેલી મહેલના ચોકમાં ફૂલના સૌભાગ્યસ્વસ્તિકો પૂરે છે. )

ઘેરી કદંબની ઘટાઓ મનોહરી,
મોરલા રે! ત્હારી ઉંચા એ ડાળ;

ઉરની ઘટાઓ યે ગહન—ઘેરામણી,
મોરલા રે! આવ્યે ઉરનીરને પાળ.

જમનાને કાંઠડે કળાયેલ મોરલો,
મોરલા રે! ત્હારાં મનગમનાં મૂલ.



# પ્રવેશ બીજો

## લાહોરગઢમાં મીજબાની



(લાહોરગઢના રાજમહેલ ખ્વાબગાહના વાસ્તુનું આજ મુહૂર્ત છે, ને પંજાબના સુબા ખાન આસફખાને એ સમારંભપ્રસંગે શહેનશાહને મીજબાની આપી છે.

ગગનઘુમ્મટને તારલાઓથી શણગારે તેમ રાજમહેલને દીવડાઓથી શણગાર્યો છે. રાજમહેલની કાટકાંગરીઓ ફરકતી ફેર લ્હેરા નેજાપતાકા ફરફરે છે, ટોડલાને અરીસે મણિમાણેકનાં તોરણ બાંધ્યાં છે, મુખદ્વારની સમીપમાં બાદશાહી નિશાન રોપેલું છે. ફુવારા ઉડે છે, કુંડમાં હંસો તરે છે, કાંઠે સારસડાં રમે છે, લતાઓ ડોલે છે. મોગરાની ચાદરો બિછાવી કુંજછાયામાં ગાદીતકિયા ઢાળ્યા છે, વચ્ચોવચ્ચ એક ગાદીતકિયે ગુલાબનો ગાલીચો આચ્છાદ્યો છે. એ ગુલાબઆસને શહેનશાહ બિરાજેલા છે, આસપાસ અમીરઉમરાઓ ઢળેલા છે. શીરાઝી શરાબભર્યા કાંચનમઢેલા કુંજા ને ફરતા રતનપ્યાલા પડેલા છે.)

**જહાંગીર :** શીરાઝ ખરું કર્યું છે, ખાનસાહેબ !
એ સ્વપ્નાં સાચ્ચાં કીધાં.

**શાયર શાહ :** જ્હાં જ્યંહાં છે ચન્દ્ર, ત્હાં છે ચન્દની,
જ્હાં જ્યંહાં સૌન્દર્ય, ત્હાં આનન્દિની;
બાદશાહી તાજછાયા જ્હાં જ્યંહાં,
ત્હાં ત્યંહાં મહફીલ દાનિશમન્દની.

જહાંગીર : શીરાઝ તો છે આજ
કવિઓનાં કમળભર્યું સરોવર.

આસફખાન : ખ્વાબગાહ મહેલની વાસ્તુતિથિએ
શહેનશાહી સ્વપ્નાં સાચ્ચાં પડે જ ને?
સ્વપ્નાંના કંઈ કંઇ શહેનશાહી ગુલઝાર
હજી તો પ્રફુલ્લશે પૃથ્વી ઉપર.

જહાંગીર : દેહ્લીને લાહોર લાવિયે તો?

આસફખાન : જ્યહાં પાદશાહ, ત્યહાં પાયતખ્ત.
શહેનશાહત શહેનશાહનો પડછાયો છે,
પાયતખ્ત શહેનશાહતનું સિંહાસન છે.

જહાંગીર : આ ગુલચાદરગૂંથ્યા ગુલ તો
નથી હિન્દના કો ગુલશનનાં.

આસફખાન : રુકનાબાદના જલતીરે ઉગ્યાં એ,
બાદશાહની કદમબોસીને કાજ પધાર્યાં છે.
મુલ્કમશહૂર મુસલ્લાના લતામન્દિરોના
ગુલઝારનાં છે એ ગુલ.

જહાંગીર : ત્યહારે જ મઘમઘે છે મદભર
ખ્વાજા હાફીઝની ગઝલો સમોવડાં.

(સતાર વગાડતી ને ગાતી દેવબાલિકાઓ સરિખડી લાડિલી બેગમ ને અર્જમન્દ બાનૂ આવે છે. પ્રથમ દર્શને પળેક શહેનશાહ ભમકે છે, કે જાણે શહેનશાહબાનૂ પધાર્યાં.)

જહાંગીર : કોણ?—નૂર? ના, નૂરનો પડછાયો.

**લાડીલી બેગમ ને અર્જુમન્દબાનુ** (નીન્દ ને સ્વપ્નાનું ગીત ગાય છે.)

નારંગી આભ, મંહી ચંપેરી આભલાં;
આછેરી નીન્દ, મંહી સોનેરી સોણલાં.

દેવદીધાં સોણલાં,
મીઠાં મીઠાં સોણલાં,
મોંઘાં મ્હારાં સોણલાં :
નારંગી આભ, મંહી ચંપેરી આભલાં.

આછી-આછી નીન્દ, મંહી નયનજ્યોત ન્હાઈ છે;
જગતથી જંપીને ઘડી ઝીન્દગી જંપાઈ છે;
મેઘુલિયાની પાંખ શી ત્ય્હાં સ્વપ્નલીલા છાઈ છે;
દેવોની આંખડી શી સ્વર્ગની એ વધાઈ છે.

માનવી રે! ત્હારાં આયુષ્યનાં સોણલાં :
દેવદીધાં સોણલાં,
જીવનનાં સોણલાં,
આવજો એ સોણલાં :
નારંગી આભ, મંહી ચંપેરી આભલાં.

**જહાંગીર** : સ્વર્ગનાં બુલબુલો સમું ગાય છે.
ગાવામાં તો સંગીતદેવીને યે હરાવે.

**અ૦ બાનૂ** : શાહબાપૂ! સંગીત મ્હારૂં છે,
કવિત કલ્પનારાજવી શાયર શાદનું છે.

**શાયર શાદ** : મ્હારી એકલી પાંખ એટલી ન ઉડે
શહેનશાહબાનૂની સહાયતાની બીજી પાંખ વિના.

એક ઉમરાવ: શહેનશાહબાનૂ, શાયર શાદ, ને અર્જમન્દ બાનૂ:
વીજળી, મેઘ, ને પવનલહરી :
પછી કવિતસંગીતની ઝડીઓ ન જામે ?

જહાંગીર : બેઅદબી માફ છે? ખાનસાહેબ !
સૂર્ય પામ્યા પછી કોઇને
તારિકાની વાંછના યે ન હોય.
સુન્દરીઓનો સૂર્ય હું પામ્યો ;
બાદશાહનાં ભાગ્ય મ્હોર્યાં-ફળ્યાં.
નૂરજહાનના સૌન્દર્યનો સુધાકર
ખુદા તાઅલાએ ઘડયો :
આકાશમાં નથી બીજો ચન્દનીભર્યો ચન્દ્રમા.
સૌન્દર્યચન્દ્ર બાદશાહને વરતાં
જગતમાં બાકી રહી છે
સુન્દરીઓની માત્ર તારલીઓ.
પણ અર્જમન્દ ! ત્હને નિરખી ક્ષણેક તો થયું
કે શાહબાનૂ બાળકીને સ્વાંગે પધાર્યાં.

અ૦ બાનૂ : એ ફૂલછોડનું ફૂલ તો છું, હો !

આસફખાન: બાદશાહ ને બાદશાહબેગમની
અર્જમન્દ તો બાળકી જ છે ને ?

જહાંગીર : ત્હારે જ પુત્રી જેવી ગાય છે પુત્રીની સંગાથે.
સુન્દરીસંઘનું સૌન્દર્યતિલક લીધું,
મ્હારે ભાગ્યદેશે વધાવ્યું.
મ્હારે તો હવે પુત્રીઓ જ છે
સલ્તનતની સહુ સુન્દરીઓ.

જગતમાં તો નથી કો મોહાંગના
કે કામણ કરી મોહ પાય.
માગ, પુત્રી ! માગી લે ચહાય તે :
પ્રસન્ન છું ખ્વાબના ત્હારા ગીતથી.
બાદશાહી કોલ છે, માગ : બાનૂ !

**મ૦ બાનૂ**: બાદશાહી ફરમાનોની આણથી તો
જહેલમ ને જમના યે વ્હેણ બદલશે.
માગું ? આપશો ? શાહાનશાહ !
કેટકેટલા બાદશાહ બોલેલું પાળે છે ?

**જહાંગીર**: બાદશાહબેગમનાં ફરઝન્દના ખંજરે
ગુલે ગુલશનના જાણે કાંટા છે.
કેટકેટલા બાદશાહો દીઠા ? બાળકી !

**મ૦ બાનૂ**: એક આથમ્યા તે,
ને એક પ્રકાશો છો તે :
શાહબાપૂ ! બે બાદશાહો દીઠા છે.
વીસરી ગયા, સાવ શું વીસરી ગયા,
ફૂઇઅમ્માને ને જહાંગીરશાહને
બાદશાહે વિયોગિયાં કીધાં'તાં તે ?
એવું મા કરતા : માગું છું હો !

**જહાંગીર**: પિતા પાસે પુત્રી માગે તેમ માગ.
પારખવા હોય તો પારખી જો.
અનોખા જ છે, ખાનઝાદી !
જહાંગીરના જહાંગીરી ફરમાન.

**મ૦ બાનૂ**: બાદશાહબેગમને બાદશાહ દીધા,

મ્હને આપો એક શાહઝાદા :
દિલવાડીનાં ફૂલથી વધાવું.

( બોલતાં બોલી, પણ પછી લજ્જતી લજ્જતી બુલબુલ જેવી બન્ને બાલિકાઓ ન્હાસી જાય છે. )

જહાંગીર : ( જતીની પાછળ નિહાળી રહીને )
ખૂબ કીધી, અર્જમન્દ બાનૂ!
ઇસ્પહાનઝાદીને શોભે એવી કીધી.

( બાદશાહને બોલતાં સાંભળી અર્જમન્દ બાનૂ અવળે મુખડે આવે—લતામંડપને દ્વારે ઉભી રહે છે )

એક હિન્દુ ઉમરાવ: { ઇન્દ્રદેવે પૂરે છે ને
દેવાંગનાઓના વર વરવાના કોડ ?

જહાંગીર : શાહજાનૂએ કુમારિકાઓને પરણાવવા માંડી છે,
જહાંગીરે કૌમારનો દુશ્મન નીવડશે.
સુલ્તાન ખુશરુ તો બળવાખોર છે :
પરવીઝ પરન્દો છે મુલ્કમુલ્કનો.
ખુર્રમ શાહઝાદા ત્હારા થશે, ખાનઝાદી !
શાદી કરીને મેવાડ માથે ચ્હડશે.

( હસતી—મલકાતી હંસિણી સમી ગાતી ગાતી અર્જમન્દ બાનૂ ભાગી જાય છે : જીવનનો આનન્દ માયો સમાતો નથી )

અ૦ બાનૂ : મ્હારાં સ્વપ્નાં સાચાં પડયાં,
ત્હમારાં સ્વપ્નાં સાચાં પડજો.

નારંગી આભ, મંહી ચંપેરી આભલાં.

જહાંગીર : નૂરે પઢાવ્યું છે ' જીવોને આનન્દી કરો.'
એક જીવને આનન્દી કીધો આજ.

આસફખાન : સારા જગતને હજી
આનન્દે પ્રફુલ્લાવવું છે ને ?

જહાંગીર : ફોરમ ફોરતી ફૂલવાડી સરીખડું
જગત કેમ હજી આનન્દતું નથી ?

એક ઉમરાવ : બેહયાઇ મઆફ છે ? તો કહું.
જગતના સહુ જહાંગીરોને
નૂરજહાન નથી મળતી માટે.

શાયર શાદ : જહાંપનાહ ! ઝુલ્મ છે ઝમાનાના યે.
લૂલાઓને યાત્રાઓ કરવી છે,
બદ્સૂરતોને સુન્દરીઓ વરવી છે.
ઘણાખરા માને, પોતે જહાંગીર છે :
ઘણાખરા માને, બીબી નૂરજહાન નથી.

જહાંગીર : જેને નૂરજહાન જોઇતી હોય
તે નૂરજહાન કને જઇને માગજો.
દીવામાંથી દીવો પ્રગટાવે તેમ
નૂરજહાન નૂરજહાનો પ્રગટાવે છે.

શાયર શાદ : સૂર્ય જેમ ચન્દ્રને ઝળહળાવે છે તેમ.
નામવર ! સાંભળ્યું છે કે કેશવદાસજીએ
વીરસિંહદેવ બુન્દેલાનું ચરિત્ર આલેખ્યું,
ને જહાંગીરનામું કવિતામાં ગૂંથે છે.

આસફખાન : બુન્દેલખંડની માટી ગંગા ધૂવે જ ને.
બુખારા ને સમરકન્દ, બલ્ખ ને હેરાત,
ઇસ્પહાન ને શીરાઝના ગુલશન
ગુણાશે, ને પૃથ્વીમાં પથરાશે,
ત્હારે પૃથ્વી મઘમઘી ઉઠશે.
માનવીની માટીની મૂર્તિપૂજા
ત્હાં આથમી છે ઇસ્લામથી ;
આત્મપૂરની ગંગાઓ ત્હાં પ્રગટી છે
ઇસ્લામના જાફાઈ દંડના ગેબી પરચાથી.
ઘોડીલા બલ્ખબુખારાના,
ઇલ્મોદિલેરજંગી મર્વોસમરકન્દની,
શાયરી તો બસ શીરાઝની ;
ને ધર્મધ્વજ એક મક્કામદીનાનો,
—અર્ધચન્દ્રનો એ લીલો ઝુંડો.
બાદશાહી સખાવતના છંટકાવે છંટાય છે
દેશપરદેશની સૌ ઇસ્લામી વિદ્યાપીઠો.

જહાંગીર : તૈમૂરશાહનો વંટોળ જગતમાં ફરી વળ્યો,
પછી વાવ્યાં વિદ્યાનાં ઉપવન
જગતજ્યોત સમોવડા ચઘતાઈવંશજોએ.
શાયર ફકીરો સન્તો વિદ્યાગુરુઓ
વસે છે શારદાના એ લતામંડપોમાં.
જગતના બાદશાહોની ફર્ઝ છે કે
સરસ્વતીના લતામંડપોને સજીવન રાખવા.

શાયર શાદ : અકબરશાહી સલ્તનતના આસ્માનમાં

બુલન્દઇકબાલ જહાંગીરનો સિતારો
શાહતખ્તે બેઠો ત્ય્હારે
મર્વની શાયરીએ વધાવ્યો હતો
જગજ્જેતાનો એ જન્મોત્સવ.
હેરાતની ભાષા ફિરિશ્તાઓ બોલે છે:
ફિરિશ્તાઓએ વરસાવ્યા'તા ત્ય્હારે આશીર્વાદ.

**આસફ્ખાન :** શાયરીના શરબત વિના
ઝીન્દગીની લિજ્જત લુખ્ખી છે.
જગતના જહાંગીરનાં ને ઝુંપડીના ખેડૂતનાં
મ્હોરે ને પ્રફુલ્લે છે હૈયાનાં ફૂલ
કવિતામેઘનાં અમૃતસીંચનથી.

**જહાંગીર :** સલ્તનતનો શાહ બાદશાહ છે,
સલ્તનતનો આત્મા શાયર છે.
શાયરને હૈયે સૌન્દર્યપૂજા છે.
સુન્દરી ને કવિયો જગતમાં હોત નહિ,
તો સૌન્દર્યપૂજા જગતમાં હોત નહિ.
કવિઓ જ ઉજવાવે છે જીવનના ઉત્સવ;
શાયરો જ છે સૌન્દર્યમન્દિરના મુજાવર.
અને આ શીરાઝી શરબત—

**શાયર શાદ :** હૂરીઓએ પાઠવ્યો છે હૂરીમહેલથી.

**આસફ્ખાન :** સાંઢણી કાલે જ આવી છે,
શીરાઝી શરબત લાવી છે.
મંહી કાશ્મીરનાં કેસર ઘોળ્યાં છે,
કન્યાકુમારીનાં મોતી ચોળ્યાં છે,
હિમાલયનાં હિમમાં ઠાર્યાં છે.
અંગુર હાફીઝગાહના બાગમાંથી વીણેલી છે.

જહાંગીર : ત્હારે તો આજ
જીવનમાં કવિતા છલકાઇ જશે.
નિત્યે ને નિત્યે ભરીભરીને
શાહબાનૂ યે કેટકેટલા પાય છે
સૌન્દર્યના રસછલકન્તા પ્રેમકટોરા !

આસફ્ખાન : (એક લીલમલીલો શરાબફૂજો માણેકપ્યાલીથી ઢાંકેલો છે તે દાખવીને)
રૂમશામનો આ લીલમફૂજો છે :
રત્નજડેલો ને સોનાસળીએ બાંધેલો.
ગૌડબંગાલની યે પેલી પાર આઘે
છે કામરૂદેશ ને ત્રિયારાજ્ય.
ત્યહાંની મહારાણીનો છે આ કટોરો.
શાહાનશાહને નઝર કરૂં છું.
એક જ માણેકમાંથી કોરેલો છે.

જહાંગીર : લીલમકોર્યો કટોરો રાજમહેલમાં છે.
મ્હોટ્ટો હીરો મળશે ત્હારે
હીરામાંથી કોરાવીશું રતનપ્યાલો :
જાણે ચન્દનીઘડેલી કો સૌન્દર્યકટોરી !
દુનિયાંની શરાબબાઝી એટલે
દેહને આનન્દરંગે રંગવી.

(કુંજમાંથી પરિઓ સરિખડું દાસીમંડળ આવે છે, ગીતનાચ આદરે છે, ને શરાબબાઝી મંડાય છે.

દેહ્લીની નાઝ બેગમની ઇશ્કિયા ગઝલો યે ગવાય છે, ઝીન્દગીની મદમસ્તી જામે છે.)

---

# પ્રવેશ ત્રીજો

## જમનામાં કિશ્તિગાહે



(સન્ધ્યાની સન્ધિકાનાં તેજઅન્ધારિયાં વાદળ જમના ઉપર ઝુકેલાં છે, ને મોતીઘાટને આરે એક ઝરૂખાના આરસઓટલા નીચે કિનખાબ મઢેલી ને રત્નશણગારી, હંસામુખી ને પીંછપૃષ્ઠની, કિશ્તી આવે છે. હંસણી સમી કિશ્તી ઉભી-ન ઉભી ત્હાં તો ઝરૂખામાંથી વીજળી શી એક નવયૌવના ખાનઝાદી લીલો રેશમદોર ઝાલી એક પાયપાંદડી નૌકાપતિના કરકમલમાં મૂકીને કટિદેશે બીજા હસ્તદલમાં ઝીલાઈ નૌકાહંસીને માથે પગ મૂકીને કિશ્તીમાં ઉતરે છે. મહેલો ને મિનારાઓ, અગાસીઓ ને ઝરૂખાઓમાં થઈ ઉડતી કિશ્તી સટસટાટ કરતી જમનાનાં મધ્યજલમાં સરકી જાય છે.)

**ખાનઝાદી** : (ફૂલ ઝરે એમ હસતી હસતી)
આજે કાંઇ વ્હેલા વ્હેલા ?

**શાહઝાદો** : (નયનપાંદડીએ નયનપાંદડીઓ ચાંપીને)
પ્રેમીઓની પ્રેમઅદાલતમાં
વ્હેલા યે ગુનોહ, ને મોડા યે ગુનોહ છે ?
મ્હારે મેવાડને મનામણે જવાનું છે.
આજની સન્ધ્યાએ આપણે સન્ધાશું ને ?

**ખાનઝાદી** : (ન સાંભળ્યા શું કરી ને)
માગી લીધા, મ્હેં માગી લીધા,
આલમના બાદશાહ પાસેથી

ઝીન્દગીના બાદશાહ મ્હેં માગી લીધા.
–શાહજાદા ! હું સૂકાની થાઉં છું.

**શાહજાદો :** થા મ્હારા જીવનનાવની યે સૂકાની.
નિરખે છે આપણી જલરમણા
ઉંચી ડોકે આગ્રાના મહાલયો.
હું આપણા સઢ ચ્હડાવું છું
સંસારની જમનામાં ઝીલવાને.

**બાનઝાદી :** તો તો તું મધ્યે, હું છેડલે,
ને આપણી વચ્ચે અડધી કિશ્તી.

**શાહજાદો :** સુન્દરી સાળુછેડલો સંકોરે છે
એમ સઢછેડલો સંકોરીશ,
ને બેસીશ ત્હારી સ્હોડમાં.
હરિણી સરિખડી તું યે
એક જ છલંગે ઉતરી આવી હો !

**બાનઝાદી :** શાહજાદા ! જીત્યા છો ને જીતશો.

**શાહજાદો :** હું તો આવ્યો'તો હરણ કરવા.

**બાનઝાદી :** હરણ કરવા ? કોનું ? મ્હારૂં ?
દીલનું તો ક્ય્હારનું યે કીધું;
દેહનું હરણ આજ કરો છો, એમ ને ?
પણ સાવધાન, શાહજાદા !
હરવા જતાં હરાઈ ન જતા,
ઝડપવા જતાં ઝડપાઇ ન જતા.
—ને ખુર્‌રમ ! કહે, ક્ય્હાં જશું ?
આગ્રામાં તો મહેલેમહેલે છે કિશ્તીઓ.

**શાહજાદો** : જમના વંકચોળામણી વળે છે ત્યહાં;
આગ્રાને પેલે છેડે,
ભેખડ ઉપરની વનકુંજોમાં :
રાજા જયસિંહના ઘાટની ઘટાઓમાં.
ત્યહાં સાધીશું પ્રેમની પરમ એકાન્ત.

( શાહજાદાની જમણી પાયવેલમાં ખાનજાદી ડાબી પાયવેલ ગૂંથીને શાહજાદાના વિશાલ વક્ષસ્થલને ખોળે આરામગાહ રચે છે. )

**શાહજાદો** : ત્હમે તો ગળાના હાર બની ગયાં ને ?
શું ખેલતાં'તાં એકએકલાં ?

**ખાનજાદી** : ગુલોની ગુલબાઝી.
નવરોઝનો વસન્તોત્સવ આવે છે ને ?
બાદશાહબાનનો પ્હેલ્લો વસન્તોત્સવ.
શાહબાનૂ ગુલની ગેંદો ગૂંથાવશે,
ફૂલની ફૂલમંડળીઓ ભરાવશે,
કળીઓના મુગટ રચાવશે.
અજબ ઉજવાશે આ વસન્તોત્સવ,
જહાંગીર–નૂરજહાનનો આ રસમહોત્સવ.

**શાહજાદો** : જગત વસન્તોત્સવ ઉજવશે ત્યહારે
આપણે યે ઉજવીશું આપણો પ્રેમોત્સવ.

**ખાનજાદી** : (જમનાનાં જલકણનો શાહજાદાને અભિષેક કરતી કરતી)
રાધિકાનાં રસજલના આ અભિષેક—

**શાહજાદો** : મનોહરા ! જીવનનાં જલથી
કય્હારે અભિષેકશો એવું ?

ચન્દ્ર ઉગ્યો છે આકાશમાં,
પણ અમૃત નથી વરસતાં.

**ખાનઝાદી :** ક્યહાં છે ચન્દ્ર ? શાહઝાદા !

( તોફાની આંખે આસ્માનમાં ચોગમ ફરતું નિહાળે છે. )

આપે તો સાધી છે અન્ધારી રાત.

**શાહઝાદો :** ( શેરડીના દંડ સરિખડી ખાનઝાદીની કટિવેલને વાળીને )
બે-બે આંખોમાં બે-બે પૂર્યા છે,
ને ત્રીજો માંડયો છે મુખડે.
ત્રણ-ત્રણ ચન્દ્રે ચન્દ્ર નથી દેખાતો ?

( વ્હાલપની મીઠડી કાનચીમટી ભરે છે. )

**ખાનઝાદી :** ( હસતાં હસતાં ને મુખડું આવરી લેતાં )
પેખું છું, ત્રણે ય ચન્દ્ર પેખું છું,
મુખડે ને નયનોમાં બે ઝળહળતા;
પણ શાહઝાદાને વદનમંડળે વિરાજતા.
શાહઝાદો અમૃત ન વરસે
એ-એ યે મ્હા-આ-રો-ઓ દોષ ?

( ખાનઝાદીના કરનો કમલછેડલો જલમાં તરતો આવતો હતો તે શાહઝાદાને મુખડે તરછોડી શિકરો છાંટે છે. જલશિકરો નિવારવા જતાં શાહઝાદાના હાથમાંથી સઢ છટકે છે. )

**ખાનઝાદી :** છટકયો કિશ્તીનો સઢપાલવડો.
જોરથી સ્હાજો; શાહઝાદા !
સુન્દરીના સાળુનો યે પાલવછેડલો :

છબિલી છટકાવી ન જાય.
એ ! ડૂબી ; ડૂબી હો ! હોડલી.

( શઢનો પાલવછેડલો સાહી પાછો આવી શાહઝાદો સૂકાન સમીપે બેસે છે. )

**શાહઝાદો :** હોડી નહીં ડૂબે, ખાનઝાદી !
પણ તું ને હું ડૂબ્યાં પ્રેમનીરમાં :
સનાતન જમનાનાં જલમાં.

( શઢનો પાલવછેડલો ખેંચી-સંકોરી નગરકાંઠા આવરી લલાટદેરો સૌભાગ્યચુંબન કરે છે. )

**ખાનઝાદી :** ( શાહઝાદાની આંખડીઓમાં ઊંડું નિહાળી રહીને હસતાં હસતાં )
ભલા, આગ્રાથી કાંઈ શરમાવ છો ?
નાચવા જ લાગ્યા તો ઘૂંઘટ શા ?

**શાહઝાદો :** હા, લગ્ન સૂધી શરમાવાનું.
હું તો ઢાંકું છું મ્હારા ચન્દ્રને :
રખેને કો આશકના શાપ લાગે.
ભરી ભરી આ જમનામાં,
પંખીઓ શાં પ્રેમીઓનાં હોડલાં તરવરે છે ત્ય્હાં,
સન્ધિકા જ છે આપણો અન્ધારપછેડો.

**ખાનઝાદી :** લજ્જા તો છે પવિત્રતાનો બૂરખો,
પ્રેમગૃહનો પનોતો પડદો.
શરમ તો સતિયાં સહુને શોભે.
આસ્માનનો તારાજડયો તંબૂ—

શાહઝાદો : અર્જુમન્દ ! હાફીઝની એક ગઝલ–
પ્રેમીઓના એ પાદશાહની—

અર્જુમન્દ : બુલબુલકી ઝીન્દગી ગુલે ગુલઝાર દેખના;
ઔર મેરી ઝીંદગી તેરા દીદાર દેખના.

( લોકગઝલ )

ખુર્રમ ! ગાયે આગ્રા ગાજશે, હો !
આ સહેલગાહો બન્ધ પડશે :
જીવનનાં સ્વપ્નાં ઓસરી જશે.
જમનાને હિન્ડોલે હોડલી ડોલે છે,
એમ આપણાં યે ડોલે છે આયુષ્યહોડલાં.
વહેવા દે, વહેવા દે, શાહઝાદા !
સંસારના ભરજલમાં :
રસની અણઆથમી ભરતીના મહાપૂરમાં.
પેલો રહ્યો જયસિંહનો જયઘાટ :
ત્ય્હાં સ્થપાશે આપણું પરમ પ્રેમમન્દિર.

( જમનાજલમાં ડોલતી-હિન્ડોલતી હોડલી જલકુંજેમાં અદૃશ્ય થાય છે. )



# પ્રવેશ ચોથો

## સિકન્દરાની પિતૃયાત્રા



( ભિહસ્તાબાદમાં શાહાનશાહ અકબરની કબ્ર સન્મુખ જહાંગીર બાદશાહ એકલા ખડા છે. )

જહાંગીર : આજે એ મૃત્યુતિથિ છે,
જે તિથિએ મુગલાઈનો મહાનામ પડ્યો.
શાહબાપૂ! કબ્ર પાછળથી સાંભળો છો ?
પરમ શાન્તિની આપની અખંડ નિદ્રા
આજ ખંડિત કરવા આવ્યો છું.
જહાંગીર આજે ક્ષમાનો ભિખારી છે.

( કબ્ર સન્મુખ ઘૂંટણિયે પડે છે. )

શાહબાપૂની ખાકબોસી કરે છે.

( ધરતીને ચુમે છે. )

હજારો યાત્રાળુઓ આવશે
સિકન્દરાના સન્દેશ સાંભળી જવા;
જહાંગીર અકબરશાહનો પહેલો યાત્રાળુ.

( આસ્માનમાં જૂવે છે. )

જગતમાં જવાહીર છે, રત્નો છે;
અકબરશાહની ખાક એથી મૂલમોંઘેરી છે.
સર્વધર્મનાં આ ધર્મશાસ્ત્રો
એ વાંચતો ને સાંભળતો;
ઝગમગતા આ રતનદીવડા
એના અકબરી મહેલને અજવાળતા.

આ વજ્રકવચ એ ધરતો.
અબ્બાજાન ! એ દીવાને અજલ !
યમરાજને સત્કારી મહેમાની કીધી,
રાજમહેલનો એ મૃત્યુખંડ !
વજ્રવદની જયધ્વજી જંગબહાદુરો;
દુનિયાની દીવાદાંડી શુ દૂરઅન્દેશ મન્ત્રીમંડળ;
જગતની અદ્વિતીય જીવનઋતુના—
અર્ધી સદીના વિજયસંગાથીઓ
છેલ્લી રજા લેતા, છેલ્લી તસલીમ ભરતા.

કાતિલ ઝહર શા મ્હારા વિરોધી,
અનેક યુદ્ધોના આપના જયસામન્ત
અંબરપતિને મોકલી મ્હને ન્હોતર્યો.

હું આવ્યો; ને આ આંખે જોયું તો
શાહોનો શાહ, પુરુષોનો પુરુષોત્તમ,
દુનિયાનો ડાહ્યામાં ડાહ્યો રાજર્ષિ,
જગતને વિદાયના જુહાર કરતો હતો.
સેંકડો જંગોમાં જીતેલી
બાદશાહી સમશેર મ્હને બન્ધાવી:

દુનિયાદીપાવતો મુગલાઇનો મુગટ
મ્હારે માથે મૂકી આશીર્વાદ વરસાવ્યા.
મહાઅપરાધો મ્હારા માફ કીધા;
મુગલાઇનો મહિમા જાળવવા મ્હને સોંપ્યો.
સલ્તનતનો વારસો દીધો,
સર્વસ્વ સમર્પ્યું, શહેનશાહ સ્થાપ્યો.
હસી, 'કલ્યાણ' ભાખી, નમન કીધું
ભવિષ્યના બાદશાહને એ બાદશાહચૂડામણિએ,
ને લીધી પછી અનન્તની વાટ.
એ સર્વસ્વામીનો હું નાલાયક વારસ.

( વિશ્રામ લે છે )

શાહબાપૂ ! રાજમહેલનો એ મૃત્યુખંડ !
પ્રભુ ત્ય્હાં પધારેલા હતા;
નહિં તો આટઆટલી ક્ષમા ત્ય્હાં ક્ય્હાંથી ?
એ જ જગજ્જયવન્તી સમશેરથી
સલીમ શાહઝાદાના ટુકડા કરી
ખીમો કૂતરાઓને ન ખવડાવ્યો હોત !
સરાઇગિંજનાં અરણ્યોમાંનું એ ખૂન !
ઉન્હા લોહીના એ ખદબદતા કૂંડ !
જંગલી ભુંડ જેવો વીરસિંહ બુન્દેલો !
દન્તુડી જેવું ત્હેનું ઝેરી ખંજર !
રાજવીરૂપે જગતમાં પ્રભુ અવતર્યો હોય
તો તે એક તું હતો, અકબરશાહ !

ત્રણ રાત્રી અપવાસ કીધા મ્હેં;
ધરતીકમ્પ જેવી ભયંકર આજ્ઞાઓ આપી.
આશ્ચર્ય છે-આશ્ચર્ય છે એ કે
કેમ કોઈએ ન પાળ્યાં એ શાહી ફરમાન ?
ઓ જલાલુદ્દીન શાહ ! ત્હારા છેલ્લા દિવસો
અન્ધકારથી છલોછલ ભર્યા મ્હેં.
રૂધિરના પ્યાલા ત્હને પાયા.
બાદશાહનાં સુખ ને જાહોજલાલીમાં
વિષ ને અન્ધકાર મ્હેં વાવ્યાં.
ઓ જ્ઞાનભંડાર ખ્વાજા અબુલ ફઝલ !
શાહેનશાહી સલ્તનતના ઓ ચિરાગ !
આસ્માનના આરેથી જહાંગીરને માફ કરજે.
તું દરવેશપનાહ હતો.
સિકન્દરાની પુણ્યવિશાળ છાયાઓમાં
ફકીર કો ભૂખ્યો નહિ પોઢે;
સિકન્દરાના અકબરપવિત્ર આરેથી
સંન્યાસી કો સદાવ્રતસૂનો નહિ વળે.

( અંજલી કરી રહી આસ્માન ભણી નિહાળી યાચના કરે છે. )

મ્હારો ઈલાહાબાદનો બળવો !
ડુંગરે ડુંગર મ્હેં સળગાવ્યા,
નદી યે નદમાં વડવાનળ પ્રગટાવ્યા.
પિતા સ્હામે પુત્રે ખડ્ગ ખેંચ્યું,
શાહાનશાહ સ્હામે સિંહાસન માંડ્યું.

જગતશાણા રાજા બીરબલને
આંતર્યાં કાશ્મીરની કુંજો જીતવા જતાં.
એક ભાલો યે ન ઉછાળ્યો
એ ડહાપણના દરિયાવે.
ત્ય્હારે હું ન્હોતો સ્હમજ્યો
મ્હારા અઘોર કૃત્યની અઘોરતા.
શાહજાદા ખુશરૂના પંજાબના બળવાએ
ઓળખાવી મ્હને પાપની એ પ્રૌઢતા.
પુત્રોનાં અપકૃત્યોથી જ સ્હમજાય છે
પિતા પ્રત્યેના ગુનાહોની ગુનાહત.
એ તો શાહાનશાહોનો ચક્રવર્તી હતો:
એ તો પાદશાહોમાં પયગમ્બર હતો.
ઓ આભના ગુંબજ ! ઉત્તર દે :
મ્હને માફ છે મ્હારા ગુનાહો ?
ઓ સિકન્દરાના મકબરા ! માગ દે,
ને પોઢણમાંથી જગાડ પાદશાહને:
આજ મ્હારે રોઝે કિયામત છે.
ફતેહપુર સીક્રીના ઓ બુલન્દ દરવાજા
દુનિયામાં છો ઉંચ્ચામાં ઉંચ્ચા,
અકબરશાહના યશદેહને આવવાને કાજ
પૂરતા ઉંચા નથી ત્હમે.
ગેબની કમાન એક એને સમાવશે.
પ્રભાતે ને સન્ધ્યાએ, દિવસે ને રાત્રીએ,
ઓ રતનદીવડા ! પ્રકાશો એનો પ્રકાશ.

ઓ નૌબતખાના ! ચારચાર ઘડીએ વગાડજો
એના કીર્તિઘોષનાં ચોઘડિયાં.
જહાનને જાગતી રાખજો એના યશધ્વનિથી.

[ ક્ષણેક વિરામે છે. ]

શાહબાપૂ ! મ્હને એ સજા ફરમાવો
કે જે હું ખુશરૂને કરવાનો હતો.
નૂરે મ્હને વાર્યો,
જહાંગીર ખુશરૂની ખાલ ઉતરાવત:
નૂરે મ્હને અટકાવ્યો,
હું ખુશરૂની આંખો હોલવત.
લાહોરના દેહ્‌લી દરવાજે
ખુશરૂના સાતસો શયતાનોને શૂળી દીધી;
શાહઝાદાને તેમનાં દર્શન કરાવ્યાં.
અબ્બાજાન ! મ્હને યે આપે
એ સજાઓ શાને નથી કીધી ?
એવી સજાઓ ફરીથી ન કરવાના
નૂરે મ્હને સોગન્દ દીધા છે.
બોલો, ઓ ગેબની ગુફાઓ !
ભર્યાં ભર્યાં ભાદ્રપદનાં
જમનાનાં નીર ગાજે છેઃ
ગાજો ઓ સિકન્દરાના ગુંબજ !
મ્હેં ને મ્હારા ત્રણ શાહઝાદાઓએ
અકબરશાહની પ્રેતશય્યા ઉપાડી
રાજદુર્ગના સિંહદ્વાર સૂધીઃ

શાહજાદાઓએ ને સલ્તનતના સ્થંભોએ
પ્રેતયાત્રા કરાવી સિકન્દરાની કુંજોમાં.
એ તો ભૂલ્યા નથીને ? શાહબાપૂ !
શું શું સ્મરૂં ? શું શું સ્મરાવું ?
આપે મુગલાઇ ગ્હોરાવી;
અમે મુગલાઈ માણિએ છીએ.
દુનિયા ભૂલકણી છેઃ
ભૂલે છે, ભૂલશે, ને હું યે ભૂલીશઃ
પણ ઇતિહાસ તો અક્ષર છે.
શાહાનશાહોનાં શિખરોમાં એ હિમાલય હતો.
અકબરશાહની યશકવિતાથી
મુગલાઇ સદા પ્રકાશશે પૃથ્વીભરમાં.
એનો કીર્તિનો અક્ષયબૂરૂજ
બીજા આસ્માન સરિખડો
આસ્માનના બૂરૂજ સ્હાંમે ખડો છે.
શહેનશાહો ત્હમને સંભારશે,
ને અકબરી કુરાનમાંથી સબક પઢશે
અજર અમ્મર કલ્યાણસિદ્ધ રાજનીતિના.
રોઝે કિયામતની પુણ્યઘડીઓમાં
જગતના શાહાનશાહોનો દરબાર ભરાશે,
ત્હારે રાજમુગટ અકબરશાહને ધરાવશે.
જગત જીત્યો ને મૃત્યુ એ જીત્યો તું,
ઓ ઇતિહાસમાં અમ્મરનામ અકબરશાહ !

( આસ્માનને ને આસ્માનની પારનાને હાથ જોડી નમન નમી ઉભે છે.)

શાહબાપૂ ! નિરખો છો ને ગેબને આરેથી ?
સ્વેચ્છાચારોની મ્હારી ખોળ ઉતારી;
સ્વચ્છન્દના મ્હારા સંગાથીઓને વિખેર્યા,
તૂટેલી મોતીમાળનાં મોતી સરિખડા.
બાંધ્યાં છે ઈનસાફનાં સદાવ્રત,
શપથ લીધા પિતૃપગલે પરવરવાના.
અડધા વર્ષની સલ્તનતની મહેસુલ
ખેરાત કીધી પિતૃશ્રાદ્ધમાં.
દેહલી ને આગ્રાના, સિકન્દરા ને સીક્રીના
સાંઈને સન્તોને સંન્યાસીઓને ફકીરોને
ત્રણ-ત્રણ માસ જમાડીને જમ્યો.
એ પ્રાયશ્ચિત્ત પૂરતાં નથી લાગતાં મ્હને.

( ઘડીક વિશ્રામ લે છે. )

એ પ્રાયશ્ચિત્તો યે ઉણાં-અધૂરાં છે.
શું શું સંભારૂં જીવનની દીવાનમાંથી ?
મ્હારી સ્મૃતિનો પ્યાલો ન્હાનો છે.
પાયકીથી સિકન્દરાની આ યાત્રાને બદલે
પાંપણોની પાયઅંગુલિઓ કરી
શિર આળોટતાં પિતૃયાત્રા કીધી હોત
ત્હો યે ઓછું છે આ આયુષ્યમાં તો.

( રોઝાની ઉંડાણગુફામાંથી બાંગ પોકારતો ને ગાતો એક સાંઈ આવે છે. )

**સાંઈ**: ખેરાત કરો, ખેરાત કરો,
જગતના ઓ બાદશાહો ! ખેરાત કરો.

જાગે જગતમાં જોગીરાજ એક :
કાળી અન્ધારી રાત છવાઇ રહી :
જાગે જગતમાં જોગીરાજ એક. ધ્રુવ.
દુઃખનો જોગી કોઇ, દિલનો જોગી કોઇ ;
આતમનો રોગી જોગીરાજ એક ;
કાળી અન્ધારી રાત છવાઇ રહી. વિ૦
દુનિયાનો જોગી કોઇ, દેહનો જોગી કોઇ :
પ્રેમનો ભોગી જોગીરાજ એક :
કાળી અન્ધારી રાત છવાઇ રહી. વિ૦

**જહાંગીર**: જગતના ઓ જાગતા જોગીરાજ !
બન્દ-યે-ખુદા ! આવ ને ભેટ,
અને હોલવ ખુદાઇ જલથી
જહાંગીરના હૈયામાંની હોળી.
એ ભડકાઓ ન્હાનાસૂના નથી.
દુનિયાના અગ્નિ તો હોલવાશે, વીર !
ફકીરોની એક બિરાદરીથી.
પ્રારબ્ધ મ્હોટાં છે પૃથ્વીવાસીઓનાં
કે જગતમાં ફકીરીના ફૂવારા ફોરે છે હજી.

(સાંઇને 'ભાઈ' કહીને જહાંગીર બાદશાહ ભેટે છે : ને પછી ફકીરોમાં પોતાને હાથે પચ્ચાસ હજાર રૂપાઅશરફી ને કપડાં વ્હેંચે છે.)

## પ્રવેશ પાંચમો

### નિશાનબાઝી



( જમનાનાં જલ ઉપર ઝૂકેલા જહાંગીરી મહેલના ઝરૂખામાં લાડિલી બેગમ ને સાહેલીઓ મધરાતમાં તારિકાઓ જેવી ચમકે છે. )

**લાડિલી બેગમ:** અમ્માજાનની આજે
નિશાનબાઝીની રાત્રી છે.
શયદા! બધી તૈયારી છે ને?

**શયદા:** જી હા, બેગમ સાહેબા!
સજ્જ છે સઘળો કાતિલ સરંજામ:
આપનાં નયનોની નિશાનબાઝી સમોવડો.

**લાડિલી બેગમ:** ( હસતાં હસતાં શયદાને કાનચીમટી ભરીને )
ચૂપ; જીભની કટારને સંભાળજે.

**શયદા:** ગરીબની જીભ તે કટાર,
તાલેવન્તની જીભ તે ફૂલપાંદડી!
અલ્લાએ ગરીબ શાને સરજ્યાં સૃષ્ટિમાં?
—ને સુલતાન શાહઝાદાને મુખચન્દ્રે
તાળાં–કોણ–જશે–મા–આરવાને ?

( શયદાના હોઠ આડી હાથેળી દઈ લાડિલી શયદાના શબ્દો વેરી-છેરી નાંખે છે. )

**બીજી સાહેલી:** તેજના તારલા શા દીવામાંડ્યા ગરબા,

આભઆરે ઉગે ને આવે એમ,
જમનાજલમાં તરતા આવશે.
સરદાર ગોલંદાઝને હરાવ્યો હતો
તે બન્દૂક પણ સજ્જ છે.
બાદશાહબેગમ પધારે એટલી વાર.

શયદા : ત્યહાં સૂધી ગાવ નિશાનબાઝીનું ગીત :
નયનોનાં તીરની નિશાનબાઝીનું.

( એક સાહેલી દિલરૂબા વગાડે છે, બીજી ભાગ્યમધુરૂં ઢોલક બજાવે છે; નયનોની નિશાનબાઝીનું ગીત ગાઇ સાહેલીઓ લાડિલી બેગમને રીજવે-પજવે છે. )

શયદા અને સાહેલીઓ :
હું વારૂં છું સલૂણી ! એ આંખડીને વારજો ;
સોગન્દ છે, રમતાં ન બાણ કોને મારજો ;
હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો !

નથી ખેલાતી દિલ દાઝયા વિના નયનોની નિશાનબાઝી ;
નથી ખેલાતી દિલ દઝાડ્યા વિના નયનોની નિશાનબાઝી ;
રસિકવર હો ! મગર તું સજ્જ હો તુજ દિલડું ડૂલ કરવા,
તો ખેલજે, નહિ તો ન ખેલીશ નયનોની નિશાનબાઝી.

હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો ;
સોગન્દ છે, રમતાં ન બાણ કોને મારજો :
હું વારૂં છું, સલૂણી ! એ આંખડીને વારજો !

શયદા : બેગમ સાહેબા ! અર્જમન્દ બાનૂ યે
એ જ ગુલઝારનું ગુલ છે હો !
એમની યે નયનવીજળીઓ—

( એક સાહેલી હરિણી શી દોડતી આવે છે. )

**આવેલી સાહેલી:** બાદશાહબેગમ ફરમાવે છે કે
રાત્રીને યે વિરહવાધા ધરાવો.
મહેલની દીપમાળ હોલવી નાંખો,
ગોખલે ને ટોડલે રતનદીવડા માંડો,
બને તો આસ્માનને યે બૂઝાવો :
અન્તરિક્ષમાં અન્ધકાર એકલો ઉભો રહે.
રજનીમાં રજનીરાણી પધારે છે.

( જહાંગીરી મહેલનાં સહુ ઝુમ્મરોને હોલવી નાંખે છે, માત્ર રતનદીવડા ઝાંખુ ઝાંખુ ઝબક્યાં કરે છે. રૂપેરી તારાટપકીથી ભરેલો કાળી મખમલનો રાત્રિઝભ્ભો ઓઢેલી, મોતીપરોવ્યાં છુટાં ઝુલ્ફાંવન્તી, રજનીની મહારાણી સરિખડી નૂરજહાન, અન્ધારા આસમાનમાં ધીરે ધીરે ચ્હડતી ચન્દ્રકલા શી, પધારે છે. )

**નૂરજહાન:** કેવી છે અન્ધારી આ રાત ?
—ભાગ્યના ભેદ સમોવડી ?

( મહેલઝરૂખેથી રાત્રિમાં નિહાળીને )

ઝીન્દગી યે શું અન્ધારૂં નથી ?
સપ્તર્ષિ કેવા ચમકે છે અન્ધકારમાં !
બાદશાહનું રત્નભર્યું જાણે વદનમંડળ:
અન્ધારદેશની કો રાજકુમારીને હૈયે
જાણે ભાગ્યમોતીની માળા.
આછીનીલી નયનચન્દ્રિકા સરિખડો
તગતગે છે શન્નીશ્ચરનો ગ્રહ.

રૂપાટપકીગૂંથ્યો અન્ધકારઝભ્ભો
પરમેશ્વરે જાણે વિશ્વને ઓઢાડ્યો.
વિરહિણી રસિકાના ઉચ્ચમકાર જેવા
તિમિરપૂરમાં ચમકે છે તારકકિરણો.
સ્વર્ગગંગાની ફૂલમ્હોરી વેલ તો
જાણે ગગનસુન્દરીના લલાટદેશની રતનદામણી.
ફરતા ક્ષિતિજ ઉપર ઝુલન્તા તારલિયા
તો જાણે ઝુલ્ફે ઝુલ્ફે લટકતાં
રાત્રિરાણીનાં વેણુપરોવ્યાં મોતી.
બ્રહ્માંડશહેનશાહતના શાહાનશાહી તંબુના
રત્નજડ્યા ઘુમ્મટનો આ ચન્દરવો
અદ્‌ભુત ને અદ્વિતીય છે.
સકલ બ્રહ્માંડના ઓ જહાંગીર !
નમન છે-વન્દન છે ત્હને
દેહ્‌લીશ્વર જહાંગીરની આ નૂરજહાનનું.
અકળ છે, અનુપમ છે, અનનુકરણીય છે
તું ને ત્હારી લીલા, ઓ પ્રભુ !

( દાસીમંડળમાં સંચરે છે : જાણે ફૂલછાંમાં ફૂલરાણી સંચર્યાં. )

ત્હારા મુખપલ્લવમાંનાં બુલબુલો
લાડિલી ! ત્હેં છોડવા માંડ્યા ત્ય્હારે ?

**લાડિલી બેગમ:** પણ ઓ વ્હાલપનીતરતી અમ્મીજાન !
શીરાઝનાં બુલબુલ હિન્દમાં જીવશે ?

**નૂરજહાન :** શીરાઝી ગુલના ગુલઝાર

તો પ્રફુલ્લે છે અંહી.
શીરાઝનાં આબોહવા હિન્દમાં યે હશે
ત્હાં ત્હાં જીવશે શીરાઝનાં બુલબુલો.
શીરાઝી ફૂલ તો છે બારમાસિયાં :
ને દુનિયાની છ યે ઋતુઓ
ને બારે ય પૂર્ણિમા
ઉગે છે હિન્દના લલાટદેશે.
હું યે તુજ જેવડી હતી ત્હારે
બુલબુલ સમી ઉડતી જગત્ કુંજોમાં.

**એક સાહેલી :** આજે ગરૂડ શાં ઉડો છો
ગગનના ગુંબજ ભરી-ભરીને.
ત્રિકાળમાં યે ભાગ્યવંત ભારતવર્ષ
ત્હમારી સૌન્દર્યછાયાથી આજ છવરાયેલો છે.

**નૂરજહાન :** શયદા ! શાહાનશાહ જંગમાં પધાર્યા છે,
અસ્ત્રશસ્ત્રના કિયા ભંડાર મ્હારે કાજે—

**શયદા :** જહાંગીરી મહેલના સહુ શસ્ત્રભંડાર.
ગોલંદાઝને હરાવ્યો હતો તે,
પાતળી નળીની અચૂકનેમી બન્દૂક લ્યો.

**નૂરજહાન :** ના ; આજે બીજી બન્દૂક સાધીશું.
સુન્દરીને યે એક જ કટાક્ષબાણ નથી
નયનોથી હૈયાં વીંધવાને.
જમનાજલમાં પડી પથરાતાં
તારલિયાનાં પ્રતિબિંબના
લીસોટાને યે ભૂંસી નાંખજો આજ.

નયનવીજને ચે ફરકવા દેશો મા.
તેજકુંભ સરિખડા ગરબાઓ
જમનામાં કિરણસ્ફુરન્તા વહેવા દ્યો :
જાણે જગન્નયનોનાં ન્હાનકડાં હોડલાં.
લાડિલી ! તું એ બન્દૂક લે :
હું લઉં છું રૂસ્તમ શિકારીની.

**શાયદા** : જગતની સૌન્દર્યરાણી
ભાગ્યની નિશાનબાઝી ખેલે છે આજ.

(જહાંગીરી મહેલના ઝરુખા નીચે જમનાનાં પાણી, પ્રૌઢાના ઉરભાવ જેવાં, ધીરગમ્ભીર વહે છે; ઉપર અન્ધારી રાત્રીનો અન્ધકાર ઝઝૂમી રહ્યો છે. એ અન્ધકારમાં ચોગમ કિરણો ફેંકતો ગરબો જમનાવ્હેણમાં તરતો તરતો આવે છે : જાણે રશ્મિસ્ફુરતી અન્ધકારની તેજકીકી.)

લાડિલી ! પ્હેલું નિશાન ત્હારૂં.

(લાડિલી બેગમ નિશાન માંડે છે; જલવહેતા ગરબાને ફોડે છે.)

**નૂરજહાન** : શાબાશ ! જીવનનું નિશાને એમ જીતજે.

(જમનાજલમાં તરતો તરતો બીજો ગરબો આવે છે.)

**શાયદા** : બાદશાહબેગમને હવે જગતનિશાન
શાં પાડવાનાં છે બાકી ?

(બન્દુક ઉપાડી નૂરજહાન વગરનેમે તત્ક્ષણ ગરબો ફોડે છે. ત્રીજો ગરબો તરતો આવે છે.)

**લાડિલી બેગમ :** શયદા ! એ ત્હારૂં નિશાન.
દેહ્લીના ઉમરાવનું નયન—

( ધીરી ને ધારી નેમે શયદા નિશાન પાડે છે. એમ ન્હાનકડા દીપકકુંડ શા ગરબાઓની પરંપરા જમનાજલમાં ઉતરી આવે છે, ફેરફેર નિશાનબાઝી ખેલાય છે. )

**નૂરજહાન :** એક વેળા તો ગોલંદાઝોને યે હરાવે
એવી છે સાહેલીઓની મુજ સેના.
દિલસરોવરના પાથર્યા જલપગથારે
કાશ્મીરનાં કમળો પડતાં હતાં,
એવા ડૂબે છે દીવડા જમનાજલમાં.
ગિરિપાથરી ત્ય્હાંની બરફની જાજમ ઉપર
સાંભરે છે કસ્તુરીમૃગની મૃગયા ? શયદા !
કે તખ્તે સુલેમાનની સમીપના
પૂર્ણિમાના તેજસાગરમાં તરતાં
ચતુર ચકોરના ચન્દનીશિકાર ?
પાડયો લાડિલી ! શાહ્બાશ ! પાડયો ત્હેં.
જીતજે એમ જીવનભરમાં.

**લાડિલીબેગમ :** પણ બાદશાહ જીતવા ક્ય્હાં દે છે જે ?

**નૂરજહાન :** જો, શયદા ! જો આવ્યો :
ધીમેશથી, જલની લહરીલહરીએ ડોલતો
નાચે છે પાણીની પગલીએ-પગલીએ.
સોનાની સળીઓ સરિખડાં કિરણો
પરોવાયાં છે જમનાનાં જલમાં.
અલ્લાહ ! સચોટ છે એ નિશાન.

**શયદા :** જહાંગીરશાહની જાહોજલાલી જેવું.
પે-એલો કિનારની ર્‌હોડમાં સન્તાયો છે :
શોધો ને ફોડો ત્‍હેને, શાહબાનૂ !

**લયલા :** એ સન્તાય છે ને લપાય છે
લજ્જાળાં કો લોચન સરિખડો.

**નૂરજહાન :** સન્તાય છે એ ? તો લ્યો.—
શરમના બોદ્દા પડદા ચીરાશે જ.

( નિશાન સાધી નૂરજહાન ગોળી છોડે છે. અર્ધસ્ફુટ કો માનવ-શબ્દ શો સિત્કાર જલ ઉપર તરતો તરતો સ્‍હામે તીરથી આવે છે. )

એ શબ્દ શેનો ? શયદા !
નીરને સ્‍હામે આરેથી આવ્યો એ ?
એ શબ્દ તો હૈયામાં વાગ્યો.
આ તીરે પુણ્ય ને એ તીરે પાપ છે ?
નિશાન તો નથી ચૂકી હું.
વેલતૂટયાં, પડતાં ને ફૂટી જતાં,
તુંબડા જેવો હતો એ શબ્દ :
જાણે જૂડા જોગીનું
જલભર્યું તુંબડું ફસ્કાયું !
રતનદીવડો ઝબકે છે ઝાકઝમાળ :
શયદા ! લે, જા, ને જો.

( શયદા રતનદીવડો લે છે ને જાય છે. જતાં જતાં )

**શયદા :** જગત આવું—અન્ધારી રાત જેવું છે.
બાદશાહો, બાદશાહબેગમો,
પ્રજાઓ, મહાપ્રજાઓ, મહારાજ્યો

છોડે છે ગોળીઓ આમ અન્ધારામાં,
ને કિસ્મતપ્રેર્યાં જગતબહાદુરો શાં
ભૂલે છે કે પાડે છે ઝીન્દગીનાં નિશાન.
ને એમ અભેદ્ય અન્ધકારમાં
જગતની જમના વહ્યે જાય છે.

[ રતનદીવડો લેઈને જાય છે. ]

નૂરજહાન : જાવ, નીંદપાંખડીઓમાં પોઢો જઇને.

( સાહેલીસંઘ જાય છે. )

ઝીંદગી જ છે અન્ધારી રાત.
એ અન્ધારામાં જ ફોડવાનાં છે
સહુએ ઝીન્દગીનાં નિશાન.
આજ મ્હારા ભાગ્યની મધરાત.
આકાશ ઉપરે જાણે પડદો પડયો,
આસ્માન હોલવાઈ ગયાં.
એવી છે અન્ધારી આ માઝમરાત ;
અને એવા જ છે,
મિથ્યા – મિથ્યા – મિથ્યા,
જગતની નિશાનબાઝીના સહુ ખેલ.
ઉપર તારલિયે ઝગમગતું આસ્માન,
નીચે જમનાને આરે હું જગવિહારિણીઃ
જાણે માથે આભના જાગ લેઇને
ઘૂમડી ઘૂમું છું જગતને ઘાટ.

## પ્રવેશ છઠ્ઠો

### જહાંગીર બાદશાહનો દરબાર



( ચમકતાં રતનનયનાળા સુવર્ણના સિંહરાજો ઉપર માંડેલા સલ્તનતના મણિજડિત તખ્ત માથે મુક્તામાળનાં ને હીરામાણેકનાં તોરણ ઝૂલે છે, ચારે છેડલે જવાહિરના અંગૂરી ઝૂમખાં લટકે છે, ને સન્મુખ ત્રણ સુવર્ણકઠેરાઓ છે. આગળ રેશમી ગાલીચા ને જરિયાનની જાજમો પાથરી છે. મંહી બાદશાહના અમીરઉમરાવો ખડા છે. સિંહાસનની પાછળ છત્ર ચમ્મર ને પંખાધારી રૂપવન્તીઓ ઉભી છે. )

**એક ઉમરાવ** : શાહઝાદા ખુર્‌રમ પધાર્યા છે
હિન્દવા સૂરજને જીતીને.

**ગોવાનો એલચી**: ઇંગ્લિસ્તાનનો એલચી આવ્યો છે,
દરિયાવના મગરમચ્છ સમોવડો.

**ચોથો ઉમરાવ**: કહે છે લૂંટાયો છે બરહાનપુરને ઘાટે.

**ત્રીજો ઉમરાવ** : વિન્ધ્યાચળની પેલી પાર,
નર્મદાનાં ઘેરાં વન ઉતરીને,
એક જાગ્યો છે બહાદુર,
તે કહાવે છે પોતાને છોટો અકબર.

**આસફખાન** : સૂર્યાસ્ત પછી તારલા પ્રગટે છે ને ?

**પહેલો ઉમરાવ**: શાહઝાદા ખુર્‌રમ ત્ય્હાં સિધાવશે.

( પ્રૌઢાવસ્થાના મદભર માતંગની ગતિએ મલપતો, રત્નભર્યો પણ સાદાઇ શો શોભતો, શાહાનસાહ જહાંગીર પધારે છે. ડહાપણ ને દૂર-અંદેશીની મૂર્તિ સમો વઝીરે આઝમ મીરઝા ઘ્યાઝ અને રત્નછોડ સરિખડા શાહઝાદા શાહરિયારનું રાજમંડલ સંગાથે હોય છે. સહુ ઉમરાવો ઘૂંટણિયે પડી સીજદો કરે છે, આસફ્‌ખાન રાજસિંહાસનનાં પગથિયાં આગળ નમન નમે છે. બાદશાહ સિંહાસને જઇને વિરાજે છે. પહેલા કઠેરામાં જમણી બાજુ શાહઝાદા ને શાયર શાદ ને વઝીરે આઝમ ને સિપેહસાલાર ખાનખાનાન ઉભા છે : ડાબી બાજુ આસફ્‌ખાન મહાબતખાન બિદીની ને શેખુલ સલ્તનત ઉભા છે. શેષ ઉમરાવોથી બીજો કઠેરો ઉભરાય છે. ત્રીજા કઠેરામાં આમવર્ગ ઉભો છે.

આસફ્‌ખાનની ઇશારતથી ગૌડબંગાળના નઝરબન્દીના ખેલાડીઓ આવી નઝરબન્દીના ખેલો આદરે છે : છલ્લે છેલ્લે આસ્માનમાં વિમાનો ઉડાવે છે. )

**જહાંગીર** : નઝરબન્દીના વિમાનોની મુવાફિક
કંઇ કંઇ સલ્તનતો ઉડી ગઇ,
ને કંઇ કંઇ ઉડી જશે આસ્માનમાં.

**વઝીરે આઝમ** : જહાંપનાહ ! સારી યે આલમ
નઝરબન્દીનો ખેલ છે ખુદાનો.
આસફ્‌ખાન ! કોણ છે આ બાનૂ ?

**આસફ્‌ખાન** : ( રાજસિંહાસનની સમીપ આવીને )
કેશકલાપમાં કેસૂ પરોવેલી,
ભાગ્યદેશે પીયળ અર્ચેલી,
હસ્તાંજલીમાં કુંકુમથાળ ઝીલેલી,
અગ્નિઝાળ સમોવડા કેસરિયા વાઘામાં
એ હિન્દુ કેસરિયાણી છે.

બાદશાહ પાસે પરવાનગી માગે છે
સ્વામી પાછળ સતી થવાની.

( શિર ઝૂકાવી સન્મુખ ખડા રહે છે. )

**જહાંગીર :** લયલાની પાછળ મજનૂને
ઘેલા થવા હક છે કે નથી ?
શીરીન પાછળ ફરહાદ પહાડો ખોદે :
તો મજનૂન પાછળ કોઈક લયલા
ને ફરહાદને કાજે કોઈક શીરીન
કોઈ દહાડો તો જાનફરોશી કરશે ને ?
જ્યહાં જ્યહાં સાચ્ચો પ્રેમ છે
ત્યહાં પતંગ જ્વાલામાં જ જલશે.

**વઝીરેઆઝમ :** પ્રેમનાં પયગમ્બર સમોવડી
એ તો જવલ્લાંની કો જોડલી.

**જહાંગીર :** ડહાપણના મેરૂ અકબરશાહનો
કાનૂન સાચ્ચો છે, પણ અધૂરો.
સતીના ઢોંગ છે માટે મનાઈ કીધી ;
અપવાદિયણ આજ્ઞા કો માગે,
સાચ્ચા પતંગને જ્વાલામાં જલવું હોય,
તો પરવાનગી આપજો પ્રેમપંખિણીને.

**સતી માતા :** ત્હારૂં કલ્યાણ થશે બાદશાહ !
સતીઓ બન્ધ કર્યે સંસાર સુધરશે નહિ.
ત્હારા જેવા તખ્તે વિરાજશે ત્યહાં સૂધી
મુગલાઈનો સૂર્ય મધ્યાકાશમાં તપશે.

( સિંહાસનને કુંકુમના થાપા દે છે, બાદશાહને કુંકુમછાંટણે વધાવે છે; સારી રાજસભાને આશીર્વાદની કુંકુમછોળથી ભરી ' જય અહાલેક ' પોકારતી સતી માતા સિધાવે છે. )

જહાંગીર : ( દરબારભરતી કુંકુમવાદળી શમી ગયે )

આ વૃદ્ધા ને વૃદ્ધ કોણ છે ?

( કંગાલ ચીંથરેહાલ દંપતી ઘૂંટણિયે પડી ઝમીનબોસી કરે છે. )

વૃદ્ધ : નિઃસન્તાન થયેલાં અમે માબાપ :
આંધળાની લાકડી, ઘડપણનો થાંભલો,
સંસારનો એકનો એક વિસામો, અમારો દીકરો,
બંગાળના સૂબાના હાથી નીચે ચગદાતાં
અમારૂં નખ્ખોદ ગયું તે.

વઝીરે આઝમ: શાહી રુક્કો ત્હમને તો દીધો'તો ને ?

વૃદ્ધ : હા, નામવર ! દુનિયાના દીવા !
દયા કીધી'તી બાદશાહબાપૂએ.
વાટખરચી યે દીધી'તી.
ખાતાં ખાતાં બંગાળ પહોંચ્યાં.
શાહી રુક્કો સૂબાને સોંપ્યો,
તો સળગતી શઘડીમાં નાંખ્યો.
ઘર લૂંટયાં, બાર લૂંટયાં હમારાં :
વાટેઘાટે ને વગડે વગડે
હરાયાં ઢોર જેવાં રખડતાં કીધાં.
માર્ગે ભીખતાં ભીખતાં આવ્યાં છીએ.

કહે, તખ્ત આગળ ફરિયાદે કેમ ગયાં?
કહે, શાહ ને હું બાલમિત્રો છીએ.
સુખદુઃખનો આધાર પુત્ર ગયો,
ઘડપણનું ઘરનું ઢાંકણું ગયું.
પુત્ર પાછળ સર્વસ્વ પુણ્ય કીધું હોત
ત્હો યે ન દાઝત આટલું દિલ.

વૃદ્ધા : ને બાળકો યે ગતે જાત.

જહાંગીર : ( આંખમાં રતાશ ને ભ્રમ્મરમાં દુર્ગદ્વારની વજ્રકમાન
ચ્હડેલા સમા )
અય દુનિયાના ડહાપણ!
મીરઝા સઇફુલ્લાહ દરબારમાં હતા ને?

( બંગાળનો સૂબેદાર મીરઝા સઈફુલ્લાહ સન્મુખ આવે છે; ઝમીનની ખાક લઈ ભાગ્યદેશે લગાડી ખડો રહે છે. )

મીરઝા સઈફ: પૃથ્વીના પાદશાહ! બન્દાની ભૂલ થઇ છે.
શાહી ફરમાનનાં અપમાનની બેઅદબી—

જહાંગીર : નિઃસન્તાન—પુત્રવિહોણાં એટલે શું?
એ સ્હમજો છો? મીરઝા!
પુણ્યશ્લોક બાબા અકબરશાહ રહમજતા:
કે પૂછો બાદશાહબેગમને.
અકબરશાહના રાજમહેલોમાં
ઇનસાફની બાદશાહી હું સ્થાપીશ:
આંખને સાટે આંખ,
ને કાનને સાટે કાન.

( સિપેહસાલાર ભણી ફરીને )

બાદશાહતના જયધ્વજી ઓ સિપેહસાલાર !
બાદશાહી હાથીહોદ્દે બેસાડો
આ નિઃસન્તાન માબાપને.
સઈફ ! તું મ્હારો બાલમિત્ર છે.
ત્હારી કબ્રને આંસૂથી ભીંજવીશ;
દેહ્લીઆગ્રા ત્હારો શોક પાળશે.
મિત્રને માટે રડીશ,
પણ પ્રજાને માટે ઝૂરીશ હું.
વીસરી ગયો, સઈફ ! તું કે
શાહી મૈત્રી બાલક ચગદવાને નથી,
સૂબાગિરિ ઘરબાર લૂંટવાને નથી.
જાવ, સિપેહસાલાર ! જાવ
સૂબાને લેઇ સાઠમારીના અગડમાં.
મૂવા બાલકના માબાપનો હાથી
છોડો એ અત્યાચારી ઉપર.
વૃદ્ધવિરાજ્યા બાદશાહી હાથીપગલે
છુંદાવો એ ઝૂલ્મની મૂર્તિને.

( રાજસભા સ્તબ્ધ થાય છે. મીરઝા સઈફ વાળ પીંખે છે ; બાદશાહની આંખડીમાંથી એક આંસુ પડે છે. મીરઝાને ને વૃદ્ધોને લેઇને સિપેહસાલાર સિધાવે છે. )

**આસફખાન :** ( મધ્યયુગના ન્યાયની પરુષતા થોડીક વારે વાતાવરણમાંથી આછી થયે આગળ આવીને )

ઇંગ્લિશિયાનો એલચી
જહાંપનાહની પનાહે આવેલ છે.

જહાંગીર : છેક દરિયાઉતારના દેશમાંથી ?

બિદૌની : મક્કા શરીફની યે પેલી પારથી.

જહાંગીર : (સહજ મુખ મલકાવી બિદૌનીને)
મૌલાના હઝરત પયગમ્બર સાહેબના
પરમેશ્વરી ડહાપણનાં કિરણો
મક્કા શરીફની દશે ય દિશાઓમાં
શું નથી પરવરી રહ્યાં ?
—આવવા દ્યો ઇંગ્લિશિયાના એલચીને.

(આસફખાનની ઈશારતથી બીજા સુવર્ણકઠેરામાંથી બે ઉમરાવો ઇંગ્લિશિયાના એલચીને તેડવા જાય છે. વઝીરે આઝમ જહાંગીરશાહ સમીપે જઇને શ્રવણમન્ત્ર કંઇક નિવેદન કરે છે.

ક્ષણેકમાં બે મિત્રો સંગાથે સર ટોમસ રો દેહ્લીના બાદશાહી દરબારમાં પધારે છે. પાછળ ત્રણ પરિચારકો શાહી ભેટો લઇને આવે છે. બીજે કઠેરે પહેલી વાર, પહેલે કઠેરે બીજી વાર, ને પાયતખ્તે ત્રીજી વાર શિર ઝુકાવી નમન નમી ઉભે છે.)

જહાંગીર : બિરાદર ઇંગ્લિશિયાના બાદશાહ
છે તો ખુશ મિઝાજમાં ને ?

સર ટોમસ : બાદશાહ સલામતે સલામ કહાવી છે,
નામવરની તનદુરસ્તી પૂછી છે.
પૃથ્વીગાજન્તા મુગલાઇનાં યશોગાન સાંભળી
મોકલ્યો છે મ્હને પૂર્વદેશમાં.
મૈત્રીનો ખરીતો પાઠવ્યો છે.

વઝીરેઆઝમ : આપની શરીરવેલ તો ખુશમિઝાજ—

સર ટોમસ : અમે તો સાગરનાં સફરી વહાણ.

તાપીને તીર બરહાનપુરમાં
શાહજાદા સુલ્તાન પરવીઝની
મહેમાની માણીને આવ્યો છું.
આટઆટલી લક્ષ્મીની છલકાતી છોળ
દીઠી નથી દુનિયાના કો લોકભંડારે.

(બાદશાહી ખરીતો વઝીરે આઝમને આપે છે. ને પછી શાહી બેટસોગાદો ભણી નિહાળીને શરમિન્દગી કાંઈક દાખવતાં દાખવતાં)

ને દોસ્તીની આ ભેટો પાઠવી છે.
એક ચારઠ છે ચોકડી ઘોડીલાની.
મહાસાગરનાં મોજાં અમારે ગઢ છે,
દરિયાવની ગલીઓ અમારે મહેલ છે.

જહાંગીર : ભરતખંડની બાદશાહી સલ્તનતમાં
ખ્રીસ્તીઓ છે, પાદરીઓ છે, ખ્રીસ્તી દેવળો છે :
માણજો મહેમાનીની મોજ
ત્હમારી એ બીરાદરીમાં.

વઝીરેઆઝમ : મુગલાઇની બિરાદરીના એલચી !
ત્હમે ત્હમારી રસમો પાળવા માગી.
મુગલ બાદશાહની ઉદારતા વિશાળ છે,
ને પરવાનગી ફરમાવે છે :
એવી બાદશાહી ઉમ્મેદથી કે
કદી યે કો હિન્દી સલ્તનતવાસી
સલ્તનતે ઇંગ્લિશિયામાં સિધાવે
તો ત્હેની યે રસમોને સન્માનશો.

(બાદશાહ ભણી ફરીને)

જહાંપનાહ ! એમના દેશફરતા
દરિયાવના છે બગીચા.
શાહ ચન્દ્રગુપ્તના શાહી દરબારમાં

યવનવનનો હાથી મેગેસ્થિનિસ હતો :
બાદશાહ જહાંગીરના રાજદરબારમાં
ઇંગ્લિશિયાનો એલચી આજ ખડો છે.

**સર ટોમસ :** અડધી પૃથ્વી ખેડીને, નામવર !
ફોગટ નથી આવ્યો હું આટલે દૂર.
અમે વ્હેપારી છીએ,
વ્યાપારની છૂટ માગીએ છીએ.
ને એક કો બાદશાહી બન્દરને
કિલ્લાકાંગરાથી શણગારવાની રજા.

**વઝીરેઆઝમ :** મુલ્કમશહૂર બાદશાહી સલ્તનતમાં
સહુ કોઈને પરવાનગી જ છે
વસવાની ને વ્યાપાર ખેડવાની.
ત્હમારી સલ્તનતમાં છૂટ જ છે ને
વ્યાપારની ને વસવાટની ?
વિશેષ શું વાંચ્છે છે ઇગ્લિશિયા ?

**સર ટોમસ :** જગતસફરી જહાજો આવી નાંગરે છે
એ પૃથ્વીપ્રસિદ્ધ સૂરત બન્દરે
કોઠી નાંખવાની પરવાનગી ને ઇજારો.

**આસફખાન :** જહાંપનાહ ! પહેલી અષ્ટવર્ષીમાં
બસ્સો ટકા નફો વહેંચ્યો છે.

**બિદૌની :** તો ફોગટ આવે આટલે આઘે
મહાસાગરનાં તોફાન ખેડીખેડીને ?

**સર ટોમસ :** સૂરત ખંભાત ને અહમદાબાદમાં—

**ફિરંગીએલચી :** ફિરંગીસ્તાનનો વાંધો છે
જહાંપનાહના દરબારમાં.

**વઝીરે આઝમ** : જહાંપનાહ વિચારશે સહુની વિનતિઓ.

( સર ટોમસ રોને આસફખાનની પરોશમાં જઇ ઉભવા વઝીરે આઝમ ઈશારત કરે છે. )

**જહાંગીર** : ઝમાનાના દાનેશમન્દ વઝીરજી !
ઈરાની એલચીને યે આમન્ત્રી લેશો ?

**વઝીરે આઝમ** : જેવું નામવરનું ફરમાન.

( વઝીરે આઝમની ઈશારત થતાં ખાન આસફખાન જાતે જઈને ઈરાની એલચી મહમ્મદ રિઝા બેગને તેડી લાવે છે. બીજે સુવર્ણકઠેરે પહેલી ઝમીનબોસી, પહેલે સુવર્ણ કઠેરે બીજી ઝમીનબોસી, ને પાયતખ્તે ત્રીજી ઝમીનબોસી કરે છે, શાહી ભેટો સિંહાસનને પગથિયે ધરે છે, ને શિર ઝુકાવી ઉભે છે. )

**રિઝા બેગ** : આસ્માનને અજવાળતા આજ
એ તેજગોલ છે, સૂર્ય ને ચન્દ્ર :
એવા છે ઈરાન ને હિન્દના શાહો.

**જહાંગીર** : બિરાદરે આલી શાહ અબ્બાસની
ગુણે ગુલઝાર સમી ખુશબો,
પ્રેમપાદશાહ હાફીઝની કવિતા શી,
જહાન ભરી ફોરે છે.
સલ્તનતે હિન્દ પણ
બેનસીબ નથી રહી
ફારસી ગુલઝારની ખુશબો ને શાયરીની.
અમારા દાદાજાને જીત્યું'તું હિન્દ
એ શૂરાના શૂરા વડિલની સહાયતાથી.

**વઝીરે આઝમ** : ગઝલ, ગુલાબ ને બુલબુલની એ ભૂમિ,
સાઅ્દી ને હાફીઝનો એ ગુલઝાર.

સૌન્દર્ય ને કવિતાનાં એ ક્રીડાઉદ્યાન.
સારી જહાનમાં વરસે છે
આજ તો ઇસ્લામની સંસ્કૃતિનાં અજવાળાં.

( નેપથ્યમાં, અન્તરિક્ષ ડોલાવન્તા નાદે )
શશિયર ઉગ્યો આભ.

વઝીરે આઝમ: પધારો, પધારો, કવિરાજ !
સલ્તનતના મધ્યાહ્નના ચોકમાં.

( એક કુમારિકાને માથે કિનખાબવીંટી પોથી છે; હાથમાં અતલસી નેજો ઝાલ્યો છે; એમ વીરભૂમિ બુન્દેલખંડના કવિ કેશવદાસજી દરબારમાં પધારે છે. વઝીરે આઝમ કવિરાજના સન્માનાર્થે સ્હામા જાય છે. )

કેશવદાસજી: ( ઉદ્દ્ગાતા સમોવડ સિંહનાદે )
નભ ઝળક્યો, રજની ખીલી,
છૂટયા તિમિરના ગાભ :
જહાંગીર દિલ્લીશ ! તું
શશિયર ઉગ્યો આભ :
તું શશિયર ઉગ્યો આભ.

જહાંગીર: પધારો, કવિરાજ !
ભર્યાં-ભરેલાં તો ગાજે છે ને
બુન્દેલખંડનાં એ વીરોનાં વન ?

કેશવદાસજી: વાઘને પગલે વીર ઘૂમે છે ત્ય્હાં.
બાદશાહનાં કિરણે અજવાળાં ઉગ્યાં;
અન્ધારાં યે ઉજળાં થયાં.
ચન્દ્રદેવ રજનીને ચમકારાવે,
એવી ચમકારા કરે છે ત્ય્હાં બાદશાહી

બાદશાહી ચન્દ્રરાજની ચન્દ્રજ્યોતથી.
ચરણે ધરૂં છું આ જહાંગીરચન્દ્રિકા:
પૂર્ણિમા સમ પ્રકાશશે પૃથ્વીભરમાં.
સાગરમાં સરિતા ઢળી,
ઢળ્યો નિધિ નદીદેહ;
નૂરજહાનજહાંગીરનો
અદ્ભુત સંગમ એહ:
નૃપ! અદ્ભુત સંગમ એહ.

**જહાંગીર:** કવિરાજ! રત્ન છો હિન્દી સાહિત્યના.
રસિકપ્રિયાજીની નવીન લેખાવલિમાં
મૂકજો સંગમાલંકારનું એ ઉદાહરણ.
વઝીરે આલમ! ગોદાવરીતીરે પંચવટી હતી:
સોંપજો કવિરાજ કેશવદાસજીને
ગંગાતીરના પાંચ ગામની એવી પંચવટી.
સ્વીકારશોને એ બાદશાહી નઝર?
આપશોને બાદશાહને એટલાં એહશાન?
બાદશાહોને ભૂલી જશે જગત:
પણ નહીં વિસારે ભૂલકણા જગતલોક
બાદશાહીને યે અમૃતછાંટણહાર કવિરત્નોને.
બાદશાહતમાં બાદશાહોનાં માન,
એવાં લોકહૈયામાં કવીન્દ્રોનાં સન્માન.

**કેશવદાસજી:** શાહબાનુ રસલહરી, ને
શાહ ગંભીરધીર અર્થ;
મળ્યે-ભળ્યે મુગલાઇનાં
ગાજે કવિત સમર્થ;
જગ ગાજે કવિત સમર્થ.

( શાહી સત્કારનો શહેનશાહી ડંકો ગડગડે છે; જાણે કો બાદશાહ દરબારમાં પધાર્યાં. ઉદયપુરના અમરસિંહ મહારાણાના પાટવી કુમાર કરણસિંહજીને લઇને શાહઝાદો ખુર્‌રમ પધારે છે. રાજસભા બન્ને ય રાજકુમારોને સલામ ભરે છે. બન્ને કુમારો સાથે સાથે ને એકસરખું પાદશાહને નમન નમતા પાયતખ્ત સન્મુખ પધારે છે. )

**કેશવદાસજી** : શાહ્‌બાશ, અશ્વનીકુમારોની જોડલીને શાહ્‌બાશ.

**ખુર્‌રમ** : અબ્બાજાન ! હિન્દુઓના પાટવી,
મેવાડના મહારાણાના આ યશવૈભવ
વીરમુગટ રાજયુવરાજ કરણસિંહજી.

**જહાંગીર** : પધારો મેવાડકુમાર ! મુગલાઈના દરબારમાં.

**કુમાર કરણ** : દેહ્‌લીપતીને જુહાર છે મહારાણાજીના.

**જહાંગીર** : મહારાજકુમાર કરણ ને શાહઝાદો ખુર્‌રમ
શહેનશાહતની બે આંખો છે.
રાણોજી દેહ્‌લી જોવા ક્‌ય્હારે પધારશે ?

**કુમાર કરણ** : જમનાજીના રાજઘાટ કરતાં
રાણાજીને ગમે છે આરાવલ્લીના આરાઓ
ને એકલીંગીજીનાં ગુફામન્દિર.
ત્‌ય્હાં—ગિરિમાળાઓમાં ઘૂઘવે છે
સિંહોનાં વનમાં એ સિંહ:
આઠસો વર્ષની હમારી સ્વતન્ત્રતાના
સિંહનાદગાજન્તા રાજદદામાઓમાં.

**જહાંગીર** : ખુર્‌રમ ! ઘોડા ખેલાવજો, શિકારગાહે જજો:
આરાવલ્લીના યુવરાજને રીઝવજો.
આપો કુમારને બાદશાહી ભેટો;
રત્નજડી સમશેર, સોનામઢયો ભાલો:

અરબ્બી ઘોડીલા, ગૌડવનનો ગજરાજ.
કુમાર ! શિકાર ખેલજો
શાહજાદાઓની સંગાથે સંગાથે.

વઝીરેઆઝમ: સિંહનો યુવરાજ સિંહ છે.
સુબ્હાન અલ્લાહ ! મુગલાઇ મ્હોરી.
શુક્રગુઝારી ! સદ હઝાર શુક્રગુઝારી !
મુગલાઇના જયધ્વજે કલગી રહડી.
હિન્દુ ને મુસલમાન તો
સલ્તનતની બે આંખો છે,
એ બે આંખે સલ્તનત દેખતી છે,

આસફખાન: હાથીપોળે હાથીહોદ્દાની જયનોબત વગાડો,
ચિતોડ દરવાઝે તોરણ બાંધો.
દિલ્હીઆગ્રાને, જાવ, શણગારો
ને ઉજવો અપૂર્વ જયમહોત્સવ.
સલ્તનતનો અદ્ભુત છે આ વિજય.

જહાંગીર: મેવાડના મહારાણાનો રાજયુવરાજ
પાદશાહના પાદશાહઝાદાનો છે સમોવડિયો.
આજ મુગલાઇનો મધ્યાહ્ન ઉગ્યો.
શાહઝાદા ! ભારતજયનો જયધ્વજ
આજે ત્હેં રોપ્યો ભારતશિખરે.
ઉમરાવો ને આલમ આખી
ઓળખશે શાહઝાદા ખુર્રમને
આજથી શાહજહાનને નામે.
ફરફરાવજે આ ત્હારો તમનતાઘનો ઝુંડો.
મેવાડના મહારાણાથી દેહલીના બાદશાહ

ઉદારતામાં નહિ ઉતરે.
અય વઝીરે દાનેશમન્દ !
જીતેલો બધો યે મુલ્ક
પાછો વાળો મહારાણાજીને.
અમ્મર ચિતોડ તો છે
ક્ષત્રિયોનો ત્રિકાળનો કીર્તિસ્થંભ.
આવો, બન્ને ય રાજકુમાર પધારો,
ને વિરાજો મ્હારે સિંહાસને;
મ્હારી જમણી ને ડાબી પાંખો છો.

( બન્ને યે રાજકુમારોને સિંહાસને બેસાડે છે. )

વઝીરે આઝમ : બુલન્દઇકબાલ અબ્બાજાનનો આત્મા
બેહસ્તમાં યે રાઝી થશે,
સિકન્દરામાં બીડેલી આંખો યે ઉઘડશે.

આસફખાન : મહારાણાજીની સત્તર હાથીની મળી હતી
શાહઝાદાપાઠવી બાદશાહને ભેટ.
મેવાડનો આલમગુમાન હાથી !
જાણે આરાવલ્લીનું ચાલતું શિખર !
તારાગઢની છાયામાં આલમગુમાને ચ્હડી
બાદશાહે સવારી કીધી, સોનૈયા ઉછાળ્યા.

ખુર્રમ : જહાંપનાહ !—

( બાદશાહી ન્યાયઘંટાની સોનાસાંકળ એવે વાગે છે. )

જહાંગીર : શાહઝાદા ! ન્યાય પ્હેલો, મસલત પછી.
વિજયમહોત્સવો યે ઇનસાફની પછવાડે હોય.
જૂઓ, કોઇ ન્યાયની બાંગ પોકારે છે.

અયિ અક્લમન્દે ઝમાના !
જોજો, મ્હારી પ્રજા ન્યાયસૂની ન રહે.

( એક ધોબણ દરબારમાં આવે છે; દરબારીઓ ત્હેને બન્ને કઠેરાઓની વચ્ચોવચ્ચ લઈ જઇને ઉભી રાખે છે. )

**વઝીરે આઝમ :** બાદશાહની રૈયતને કોણે પીડી છે ?

**ધોબણ :** દૂરઅન્દેશ ! શાણા ઓ વઝીર સાહેબ !
ન્યાયના કિયા કાનૂનોમાં છે
ગુનેહગારને શોધી કહેવાની યે
દૂભાયેલાં દુઃખીની ફર્ઝ ?
ગુનેહગારને હું શોધી આપું
ત્હારે આપ સઝા ફરમાવશોજી ?
તો ઉઘાડી આપો રાજમહેલના દરવાઝાઃ
ગુનેહગાર રાજમહેલમાં છે.

**જહાંગીર :** ( ન્યાયાધીશની ગમ્ભીર મુદ્રાથી )
બાઇ ! ત્હારી કથા કહે.

**ધોબણ :** અમે ધોબી છીએ.
દેહ્‌લીઆગ્રાના મેલ ધોઇએ છીએ,
ગયા અઠવાડિયાની આ જ રાત્રિએ,
અન્ધારી મધરાતના તારા
પ્રકાશતા'તા ત્હારે,
જમનામાં ગરબા તરતા તરતા આવ્યા,
ને રાજમહેલમાંથી બન્દૂકગોળીઓથી
ફડોફડ નિશાન ફૂટવા માંડયાં.
ઓચિન્તાની એક ગોળી આવી;
તે છેલ્લી જ ગોળી હતી;

ને મ્હારા ધોબીના પ્રાણ લીધા.
રાજા ! ગુનેહગાર રાજમહેલમાં છે.

જહાંગીર : બાઈ ! ત્હારો પતિ ! ને રાજમહેલમાંથી ?

ધોબણ : હા, જહાંપનાહ ! મ્હારો ખાવિન્દ:
આજે હું અનાથ છું;
બાળકી ભૂખે ટળવળે છે.

જહાંગીર : રાજમહેલના ઝરૂખે ઝરૂખા ઢૂંઢો,
આસફ્ખાનજી ! ગુનેહગારને હાઝર કરો.
મ્હારી પ્રજાને પીડશે,
રાજમહેલ પણ ત્હેને શરણું નહિ દે.

( બાદશાહી તખ્ત પાછળથી ખુલ્લખુલ્લ કો બોલતું હોય એવો સુમધુર આવાઝ આવે છે. )

સબૂર, ઓ શહેનશાહે આલમ ! સબૂર

( સોનારૂપેરી કિરણસળીનો રાજસિંહાસન પાછળનો, આસ્માનનો ટુકડો આછાઘા શો, પડદો ડોલે છે; રત્નાંબર સજેલી, મેઘશ્યામ મોતીબૂરખો ઓઢેલી, શાહાનશાહી મુગટ માથે માંડેલી, સલ્તનતની શહેનશાહરાણી નૂરજહાન શાહી તખ્ત પાછળથી પધારે છે; પાયતખ્તે સીજ્દો ને ઝમીનબોસી કરી ધોબણ સમીપે જઇ ઉભે છે.

આશ્ચર્યચકિત રાજદરબાર ચિત્રવત્ બને છે, આસફ્ખાન પૂતળા શો થંભી જાય છે. )

નૂરજહાન : જગતના લોક ! સૌ સાંભળજો.
જહાંગીરશાહનો ન્યાય અવખોડાય
તો નૂરજહાનનું નૂર અસ્ત પામે.
શાહાનશાહી રાજદરબારમાં
ગુનેહગાર હાજર છે;
મધ્યરાતની છેલ્લી ગોળી મ્હેં છોડી હતી.

જહાંગીર : નૂરે જીગર ! જહાનના જ્યોતિ !
આંખોનાં શીવી લેવાં,
અંગડાની ખોળ ઉતરાવવી,
શૂળીનાં શિખરે ઝૂલાવવાં:
અમાનુષી એ સઝાઓ અટકાવી
જહાંગીરના ન્યાયને ત્હમે ઉજ્જ્વળ કીધો.
બાદશાહ મહેલની, તેમ જ
બાદશાહી ન્યાયની ત્હમે શોભા છો.
આ ખૂન નૂરજહાનને હાથે ?
સૌન્દર્યને હાથે શયતાનિયત ?
ચન્દ્રકિરણો ખૂનનાં ખંજર નીવડે ?
નૂરજહાન : જગતસ્વામિન્ ! સ્વામીવિહોણી સુન્દરીનો
અનુભવ મ્હને ય તે છે.
જગતમાં ન હજો એ કોઇને.
મુજછોડી બન્દૂકગોળીથી ધોબી મૂવો,
પણ ધોબીને ગોળી મ્હેં મારી નથી.
અન્ધારી મધરાતમાં જમનાજી ડોલતાં,
ને જમનાજીમાં દીવડાદીપ્યા ગરબા ડોલતા.
જહાંગીરી મહેલના ઝરૂખેથી
નિશાનબાઝી આદરી અમે.
આકાશમાં તારા વહે છે,
જમનાજળમાં એમ વહેતા ગરબા
નેમ માંડી માંડીને ફોડયા.
ત્ય્હારે ગોળી વાગી હશે.
કોઇએ કોઇને ગોળી મારી નથી.

છેલ્લી ગોળી મ્હેં છોડી છે.

જહાંગીર : આસફખાનજી ! લાવો, મંગાવો
નિશાનબાજીની બન્દૂક.

( આસફખાન ચમકે છે, થંભે છે, આભાં જેવો એકટશે નિહાળી રહે છે. )

ઈશ્વરી ને બાદશાહી ફરમાનને
બે વાર બોલવાપણું ન હોય.
આસફખાનજી ! એ જ બન્દૂક.—

નૂરજહાન : શયદા ! એ જ બન્દૂક લઈ આવ
મધરાતની નિશાનબાજીની.
બાદશાહી ફરમાન છે.
લાવ, તીરંદાઝને એ જ તીરે વીંધે.

( એ ભયંકર શબ્દોથી રાજસભા ક્ષણેક ધ્રૂજી ઉઠે છે. )

ખુર્રમ : આંખને સાટે આંખ, કાનને સાટે કાન.
અબ્બાજાન ! ઇન્સાફની સાંકળ—

જહાંગીર : ઇન્સાફની એ સોનાસાંકળ તુટશે,
શાહઝાદા ! ત્ય્હારે બાદશાહત ફૂટશે.
ત્રિકાળયશસ્વી અકબરશાહનો યશસ્સ્થંભ,
બાબર બાદશાહના કલન્દરી વંશનો પાયો
પૃથ્વી ઉપર તો અદલ ઈન્સાફ છે.

( લટપટતી પાંખે પણ પંખિણી જેવી ઉડતી શયદા બન્દુક લાવી બાદશાહબેગમને આપે છે. અંગેઅંગ પ્રગટેલા દીવડાઝબકતી વીજળીની વેલ જેવી નૂરજહાન બન્દૂક લઈ બાદશાહી તખ્ત સમીપે સંચરે છે. રાજસભા ચમકે છે કે આજ કો મહાઅનિષ્ટ ઉતરશે : જહાંગીર કોને બન્દુક મારશે ? )

જહાંગીર : ચુનન્દા શિકારીઓથી તું ચ્હડે છે, નૂર !
જગતમાં આજે નથી ત્હારી જોડ.
આપો એ બન્દૂક ધોબણને.

( નૂરજહાન ધોબણ સમીપે જઇને બન્દૂક ધરે છે. બાદશાહ તખ્તેથી ઉતરી ધોબણ નઝદીક પધારે છે. પાછળ પાછળ વઝીરે આઝમ જાય છે. )

બાઇ ! બ્હીતી મા; બન્દૂક લે.
નૂરને માર કહેતાં
જહાંગીરની જીભ કપાય.
ત્હને ઇનસાફ મળવો જ જોઇએ.
નૂરની ગોળીથી ત્હારો સ્વામી મૂવો.
બાઇ ! હું નૂરનો સ્વામી છું :
ને આ છે એ જ બન્દૂક.
લે, ઉગામ, છોડ એ ગોળી
નૂરના સ્વામીની છાતીમાં.

( સિંહાસન શી છાતી દાખવી બાદશાહ ઉભે છે. સહુ ચકીત થાય છે કે શું થશે ? નૂરજહાન બાદશાહની સ્હોડમાં તલપેલી સિંહણ સમી ઉભે છે. ઘડી એકમાં ધોબણનાં અંગેઅંગ દ્રવી જાય છેઃ બાદશાહી ઇનસાફ, ઉદારતા, વિનયવિવેક, ગરીબોની દાઝ ને પત્નીપ્રેમની પરિસીમાથી રાજસભા સાનન્દાશ્ચર્ય પામે છે; ધૂંટણિયે પડીને બાદશાહ ને બાદશાહ-બેગમની કદમબોસી કરે છે. )

ધોબણ : લાખ્ખો મરજો, પણ
લાખ્ખોનો પાલણહાર મા મરશો.
મ્હને ન્યાય મળી ચૂકયોઃ
જગતમાં જોડી વિનાનો

ખુદાવિન્દ ! મ્હને તો ન્યાય મળ્યો.
અમ્મર તપો અવનીમાં
જહાંગીર બાદશાહનું આ ન્યાયાસન.
જહાંપનાહ ! જેવું મારૂં ભાગ્ય.
બાદશાહથી યે ભાગ્યરેખા બદલાય છે કાંઇ ?
મ્હારે કુંવારી દીકરી છે,
પરણાવી આપશો તો નિભાવ ચાલશે.

જહાંગીર : પોતે પરણ્યા પછી શાહુબેગમે
પાંચસો કુમારિકાઓને પરણાવી છે.
બાઇ ! ત્હારી પુત્રીને યે પરણાવશે.
વર્ષે વર્ષે હજાર સોનામહોર આપજો, વઝીરજી !
બાદશાહી જીવતદાનની એ વાર્ષિક ખંડણી.
દેહલીઆગ્રાના મેલ ધૃવે છે,
રાજમહેલના મેલ ધોવાનું ત્હેને સોંપજો.
પરિચિટપુત્રીના વરને ઉમરાવ સ્થાપીશું.
રાજમહેલની સ્હામે ફરિયાદણુ
આ બાઈ બહાદુર છે.
બહાદુરના બહાદુર જ અવતરશે;
આસફખાનજી ! દરબાર બરખાસ્ત કરો.

( 'બાદશાહ સલામત' ના જંગી પોકાર સાથે દરબાર બરખાસ્ત થાય છે. શહેનશાહબાનૂ નૂરજહાન બાદશાહ જહાંગીરનાં ઓવારણાં લે છે. તખ્તેથી મેવાડી રાજયુવરાજ કરણસિંહજી ને શાહઝાદા શાહજહાન આવીને બે પાંખો જેવા બે પડખે ઉભે છે. રાજમંડલિ સિધાવે છે. જતાં જતાં વઝીરે આઝમને )

અય દાનેશમન્દે ઝમાના !

હવે તો થાક ન્હડયો સલ્તનતનો.
કાશ્મીર જવાને કેટલાક સમાહ છે ?

**વઝીરે આઝમ:** બાદશાહી તસ્બીહમાંના મેર જેટલા.

( વઝીરે આઝમ સીજ્દો કરી જમીનબોસી કરે છે. કોઈ ઉમરાવ કુરનસ કરે છે, કોઈ ભાગ્યદેશે અંગુલિનિર્દેશ કરી ચૂમે છે.

સંચરતું રાજમંડલ સમીપમાં આવતાં ધોબણ સન્મુખ નૂરજહાન ધૂંટણિયે પડે છે. )

**નૂરજહાન:** બાઇ ! તું મ્હારી સૌભાગ્યદાતા:
બાદશાહને ત્હેં આજ જીવતદાન દીધું.
ત્હારૂં સૌભાગ્ય ફોડનારનું—
નૂરજહાનનું સૌભાગ્ય ત્હેં ઉગાર્યું.
ઉરની ઉદારતાને અવધિ કય્હાં હોય ?
જગમશહૂર થશે ત્હારી ઉદારતાની આ કથા.
સારી આલમ ઉચ્ચરશે કે
દિલની દિલાવરતામાં
બાદશાહબેગમ ધોબણથી હારી.

**ધોબણ:** અમ્મર તપો, સૂરજ ને ચન્દ્ર સમોવડી,
જહાંગીર–નૂરજહાનની પ્રેમજોડલી.

( આશીર્વાદના કલ્યાણધ્વનિથી આગ્રાનો દિવાને આમ ગાજી રહે છે: બાદશાહી સિંહાસન ઉપર અદ્ભુત તેજ ઝળહળી ઉઠે છે. )



# પ્રવેશ પહેલો

## ગુજરાતદર્શન

( અહમ્મદાબાદની પાસે સરખેજ નજદીક સાબરમતીની ઉંચી ભેખડને તીરે ખાનખાનાનની ફતેહવાડીની વૃક્ષકુંજોમાં ફળ ને ફૂલ, કુંપળો ને પત્રગુચ્છાઓ ઝૂલે છે. દાડમડી ને લીંબુડીનાં, સીતાફળી રામફળી ને કેળનાં, જમરૂખ ને કમરખનાં ઝુંડ વિલસી રહ્યાં છે. વચ્ચે મ્હોરેલા આંબાવાડિયાની ઘટા છે. પટમાં કેસૂડે પ્રફુલ્લેલો પલાશ છે. એક છેડે ઘેરગમ્ભીર વડલો છે, બીજે છેડે વિશાલપત્રી પારસપીંપળો છે. મુખદ્વારમાં બે આસોપાલવ છે, સમીપમાં પ્રફુલ્લેલા લીમડાની હારમાળા છે. વાડીના મૂલમાર્ગને એક આરે લતામંડપ છે, બીજે આરે આરસછત્રી છે. જાંબુડાનાં પાંદડાંઓમાં જાંબૂ ચણતા કોયલ ને મેના છે, ડાળીઓની ગૂંથણીમાં પોપટ ને પારેવડાં છે, થડપગથારે ખિસકોલીઓ ને ચકલીઓ છે. વૃક્ષશિખરે ઢેલ બેઠી છે ને ઊંડી કુંજછાયામાં મોરલો કલા કરી ઉભેલો છે. આઘે વાંઘામાં વાંસની કુંજોમાં ઝમઝમતા ઝરણતીર ગુફા છે, ને ગુફામાં ગીરમાંનાં બાંધેલાં સિંહ ને સિંહણ છે. પાછળ સાબરમતીનો વિશાલ પટ પડ્યો છે.

એક પાસે ફૂલવાડીના ઉઘાડમાં બુલબુલો ઉડે છે, વચ્ચોવચ્ચ ફુવારો છે, જલધારાઓમાં ફૂલદડા ઉછળે છે.

બાદશાહ જહાંગીર ને બાદશાહબેગમ નૂરજહાન, અંગત પરિવાર સંગાથે, હરિયાળી વૃક્ષકમાનોમાં થઇને કુંજમાં ફરતા ફરતા આઘેથી પધારે છે. બાદશાહને પડખે ખાનખાનાનની ખાનઝાદી બેગમ ખેરુન્નિસા છે, બાદશાહબેગમને પડખે અર્જુમન્દ બાનૂ સંચરે છે. ખાનઝાદી બેગમ ખેરુન્નિસા ગુજરાતની કુંજઘટાઓ દાખવે છે.

કુંજની ઉંડાણમાં વેલીને હીંચકે હીંચકતી એક ગુજરાતની કન્યકા ગીત ગાતી હોય છે. )

કન્યકા : મીઠો મોરલો રે ! મ્હારી ઢેલબાનો કન્થ.

ખેરુન્નિસા : આવી છે અમારી ગુજરાતની કુંજો.
અકબરશાહના જંગ
અંહી જીત્યા હતા ખાનખાનાનબાપૂ.

જહાંગીર : પૃથ્વીને પગથારે -
બેહસ્તનો જાણે ટુકડો માંડ્યો.
ગુજરાત અજબ દેશ છે.
ગરબાડામાં હાથીઓના શિકાર ખેલ્યા.
માસના માસ મ્હેં માણ્યા
ગુજરાતનાં સૌન્દર્ય પી–પીને,
ત્‌હો યે છીપી નથી મ્હારી તૃષા.
ફરતી સાગરની અખંડઝમઝમતી મેખલા,
ને વચ્ચે વનલક્ષ્મી ભરી કુંજો :
સુન્દરતાનાં સન્તાનોનું જાણે ક્રીડાઉદ્યાન.
ગુજરાત એટલે ફળફૂલની કુંજ.
ને સાગર !–સાગરનાં પ્રથમ જ દર્શન કીધાં.
સાગર એટલે તો જાણે
આકાશ ઉતારી પૃથ્વીએ પાથર્યું.
દરિયાવનો હાથ લંબાઈને જાણે
ઝીલી રહ્યો છે જલહાથેળીમાં સ્થંભતીર્થને.
નર્મદા ને તાપી, મહી ને સાબરમતી
તો જાણે એની ચાર અંગુલીઓ.
મહ્‌દ્વારનાં દર્શન કીધાં,
હાજીઓના આશીર્વાદ પામ્યો,

ને ઝૂલ્યો સાગરને એ જલહિન્ડોલે.
એમ થાય છે, બાદશાહબેગમ !
પાયતખ્ત ગુજરાતખોળે માંડું.

નૂરજહાન : મથુરા નગરીને સંકેલી
શ્રી કૃષ્ણ પધાર્યા હતા.
નિરખ્યો ર્હમણે-આંબા નીચે,
સૌન્દર્યનો સ્વર્ગરંગી પંખો ?
મયૂરનો માંડેલો પીંચ્છકલાપ ?
ખુદાઈ રંગોનું જાણે રંગફલક.

જહાંગીર : ( આંબાછાયે મોર કલા કરી નાચે છે તે નિરખીને )
ક્ય્હાં-ક્ય્હાંથી પઢો છો, સુન્દરીઓ !
ત્હમે સૌન્દર્યના પાઠ ?
પ્રકૃતિનાં વૃક્ષવેલેથી વીણી વીણી
ધારો છો સૌન્દર્યનાં પરિધાન.
બાદશાહબેગમ ! સ્મરણે છે
ન્હાનપણની એ પ્રેમરમણાઓ ?
શાહબાપૂના ભર્યાભર્યા રાજચોક વચ્ચે
આપેલો મોરપીંચ્છનો પેલો પંખો ?

નૂરજહાન : પ્રેમના પ્રથમ પાઠ
ભૂલ્યા કેમ ભૂલાય ?
શાહબાપૂએ એથી તો દેશવટો દીધો'તો
દૂર-દૂરની દુનિયાને છેડે.
ત્ય્હારે તો જહાંગીરશાહે
ઉઘડતા કમળ શા ઉઘડતા.
( મ્હોરની મંજરીઓમાંથી કોકિલા બોલે છે. )

ખાનઝાદી ! ત્હમારી સૌન્દર્યકુંજોમાં
મધુરપનો ઘોષ ગડગડ્યો.

**બેગમ઼િમસા :** વસન્ત ન્હોતરતી એ તો કોકિલા :
આંબામ્હોર પ્રાશી કંઠ ખોલનારી.

**જહાંગીર :** એને વસન્તવૈતાલિકા કહે છે.
સંસ્કૃત કવિરત્નોની લાડિલી,
કુદરતની કલ્લોલતી રસબંસરી.
કો મહારાણીની પ્રતિહારિકા સરિખડી
પ્રફુલ્લ કંઠે પોકારે છે જગર્જ્જનોને,
વસન્તપંચમીની પ્રભાતે પ્રભાતે,
કે 'વસન્ત આવી' 'વસન્ત આવી.'

**નૂરજહાન :** જહાંગીર ! બુલબુલની મીઠાશ,
ચુમ્બનના મધુરવા સિત્કાર સરિખડી,
જલટપકતી સેર શી, સુકોમલ છે.
ને કોકિલાની મધુરપ તો
જાણે રસઘોષમાં હૈયાં ઠાલવ્યાં !

**અર્જમન્દબાનૂ :** એ શબ્દ તો આસ્માન ભેદી ઉડે,
માયો સમાય નહિ ગગનભરમાં.

**નૂરજહાન :** અખંડ ગાજતી હશે એમ, અર્જમન્દ !
ત્હારી યે સાભ્રમતીતીરની કુંજઘટાઓ.
પાણીમાંથી જ જાણે ઉગ્યો,
રાજકમલ શો, ત્હારો શાહી બાગ:
ભમરા-ભમરી શાં મંહી ભરાયાં છો ને !

**જહાંગીર :** આપણે બન્ધાવશું ચાંદાસૂરજનો મહેલ.
ગગનગાજન્તો કોયલનો બોલ બોલે,

બાદશાહબેગમનો સૌંદર્યનો શબ્દ
એવો જ બોલે છે અન્તરિક્ષમાં,
દેશદેશના આસ્માન ભરીને,
હૂરીઓને પણ હરાવતો.
ગુર્જરકુંજમાં કોકિલા ગાજે છે:
આલમની ઇતિહાસકુંજમાં એમ ગાજશે
નૂરજહાનની યે સૌન્દર્યકથનીઓ.

**ખેરુન્નિસા :** બાદશાહે નામ દીધું નૂરે જહાન.
નામનો મહિમા ભજવાય
તો જ બાદશાહ સાચ્ચા પડે ને ?

**નૂરજહાન :** ને એ સૌન્દર્યકથનીઓની પાંખો ઉપર
જગતમાં પરવરશે મ્હારો જહાંગીર.

( ઊંડી કુંજઘટામાંથી બાલિકાનું ગીત આવે છે. )

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલબાનો કન્થ.

**અર્જુમન્દબાનૂ;** ગુજરાતની કન્યકા ગાય છે;
સુણશો ? બીજી કોકીલા બોલે છે.

**બાલિકા :** ( વેલીહિન્ડોલે હિન્ડોલા ખાતી ખાતી ગીત ગાય છે. )

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલબાનો કન્થ.

ઇન્દ્રવેલ અંગે ઓઢી, પીંછડાંમાં ચન્દ:
કંઠ ઢળ્યાં આભ, એને કલગીનો આનન્દ:
પાય નાચે નૃત્ય, એવા છબીલાના છન્દ:

મીઠો મોરલો રે ! મ્હારી ઢેલબાનો કન્થ.

**જહાંગીર :** શાહ્બાશ ! ઓ શેરડીની પૂતળી !
વાયુને ઉડાવે છે, વેલીને હિન્ડોલાવે છે
ત્હારી મીઠપની હલક.
તુજ સમા કંઠમાધુર્યે ગુર્જરરાષ્ટ્ર ગાજે છે
ત્ય્હાં સૂધી અદ્ભુત ઉછળશે
ગુજરાતની મધુરી કવિતગંગા.

( શયદા આવી ઓવારણાં લે છે. )

**શયદા :** બાદશાહનાં દર્શને મહાજન આવ્યું છે.

**જહાંગીર :** નગરના નગરશેઠ ને મહાજન ?
આવવા દે, શયદા ! મહાજનોને.

( શયદા જાય છે. )

શાહબાનૂ ! લતામંડપમાં પધારશો ?
એ લતાઓને યે ધરાવજો
સૌન્દર્યનાં પરિધાન.

[ નૂરજ્હાન ને સુન્દરીમંડલ લતામંડપમાં સિધાવે છે, બાદશાહ આરસછત્રીને સિંહાસને જઇ વિરાજે છે.

નગરશેઠને પ્રમુખપદે અમદાવાદનું મહાજન શાહેનશાહી ઉમરાવો સંગાથે પધારે છે. ]

**નગરશેઠ :** ઝવાર, બાદશાહ સલામતને ઝવાર.

( સહુ સીજદો કરે છે: હીરા મોતી કિનખાબની ભેટો ધરે છે: નગરશેઠ બાદશાહ સમીપે દંડવત્ કરી ચરણમાં પાઘડી મૂકે છે. બાદશાહ ખડા થઈ જાય છે; નગરશેઠને ઉઠાડી, ભેટી, માથે પાઘ ધરાવે છે.)

જહાંગીર : નગરના મુગટ છો, શેઠજી !
બાદશાહીની મ્હાંય છો સહુ.
આમ ન હોય, ને ન શોભે.
નગરશેઠ : સૂરજ આવ્યો ને અન્ધારાં રહેશે આંગણે ?
પૃથ્વીના પ્રકાશ ! અમારાં દુઃખો ટાળો.
જહાંગીર : નગરશિરે છત્ર બાંધ્યું'તું શાહબાપૂએ.
એ છત્રછાયામાં તાપ શો ? સન્તાપ શો ?
અહમ્મદાબાદ તો ગિરદાબાદ છે ;
પણ ત્ય્હાંના ઉદ્યોગઉલ્લાસી નગરજનો
ધૂળમાંથી યે સોનું સરજે છે.
નગરશેઠ : અમદાવાદને ઉદ્ધાર્યું બાદશાહબાપૂએ.
સોનાની ટંકશાળ દીધી,
બાદશાહીની ચાર નગરીમાં સ્થાપ્યું.
પણ અમારે શિરે જુલમના ઘોર ઉગ્યા.
ભોંયરામાં પૂજા ભણવાની,
ને ગુફામાં દેવસ્થાન સ્થાપવાનાં.
પૃથ્વીના પાદશાહ !
જહાંગીર : શેવડો માનસિંહ ત્હમારો ધર્મરાજા,
શાહઝાદો ખૂશરૂ ત્હમારો બાદશાહ ને ?
નગરશેઠ : અન્ધારૂં થયું ને ભૂલા પડયા :
એ ભૂલ સદા ગોખવાની ? ને ભોગવવાની ?
ને ઉભા ર્‌હો—ઉભા ર્‌હો :
એ ય પાટવી તો બાદશાહનો ને ?
બાદશાહી કુટુંબ બ્હાર તો નથી નમ્યા ને ?
કાળું આવ્યું છે કડકડિયું ;

પૂંછડું પછાડે છે પેલો પૂંછડિયો તારો ;
ચારે દિશામાંથી ચાંપો
તો જીવવું કંઇ ધરતી ઉપર ?

**જહાંગીર** : શેઠજી ! બાઝાર નગરશેઠનું, કિલ્લો સૂબાનો:
એક શાહ, ને બીજો બાદશાહ.
જાવ, ત્હમે બાદશાહને ન પજવતા,
બાદશાહી સૂબેદાર ત્હમને નહિ પજવે.

**નગરશેઠ** : અમારા શ્વેતાંબરી જૈન જ્ઞાનભંડાર
નિરખવા પધારશે પૃથ્વીના પાદશાહ ?
સાગરનું તળિયું દીઠું હોય
ત્હેને જ્ઞાનસાગરનું તળિયું દેખાય.

**જહાંગીર** : શેઠજી ! તમ શિરે લોકઆળ છે કે
જૈનોએ સરસ્વતીને તાળાંમાં પૂરી.
જ્ઞાનદર્શન તો છે દેવદર્શન :
કરાવશો તો આનન્દે કરીશ.
સ્તંભતીર્થમાં જોઈ ત્હમારી પાંજરાપોળ,
પશુપંખી પ્રત્યેના દયાધર્મ.
ખાનખાનાન ! પાંજરાપોળે મોકલાવજો
પેલો બન્ને હાથ કપાયલો ચોર.
પશુને પાળે તે મનુષ્યને નહિ પાળે ?

( વૃદ્ધત્વની મૂર્તિ કચ્છના રાવ ભારમલ્લ ને જામનગરના જામ રાજાને લેઇ રાજા વિક્રમાદિત્ય આવે છે. )

**ચોબદાર** : બાદશાહ સલામત

[ બન્ને રાજાઓ સીજ્દો કરી નઝરાણાં ધરે છે. ]

રાજા વિક્રમાદિત્ય : સાગરતીરના આ સિંહુરાજો.
અકબરશાહે ન્હોતા જીત્યા એમને.
રેતીની સમુન્દરપાળ ઓળંગીને
કચ્છ તો છે પેલે કાંઠડે.
કચ્છના ઘોડીલા, ત્હેવા કચ્છી શૂરવીરો.
ને આ કાંઠે છે જામનગરનો જામદુર્ગ.
જામદુર્ગના છે કંઈ અજબ ફૂલશણગાર !
ફૂલકંચુકી ને ફૂલચોરસા ને ફૂલચાદર !
એ માળણ આણી છે
બાદશાહબેગમને ભેટ ધરવાને.
ફૂલમંડલી ભરી, ફૂલવાઘા સજાવી,
ફૂલહિન્ડોલે ઝુલાવશે આમ્રવનોમાં.

જહાંગીર : વીર છો ત્હેવા જ રસિક છો.
પૃથ્વીયશસ્વી અકબરશાહે ગુજરાત જીત્યો ;
પાણીઘેર્યો કચ્છનો જલકિલ્લો
ને પાણીપાળનો જયવન્તો જામદુર્ગ
ન્હોતા જીત્યા ત્ય્હારે જગજ્જેતાએ.
બે હજારી ને રાજાની રાજપદવીના
કમરબન્ધ બાંધજો ને ભોગવજો.
બન્ને ય બહાદુરો છો યદુવંશના,
સાગરપાળના છો રખેવાળ.

રાવ ભારમલ્લ : હોઝે કુરબમાં ઘટામંડળનો મહેલ છે
એવાં છે જલવીંટ્યાં મ્હારાં કચ્છનાં ઝુંડ.
મંહી ખેલે છે પાણીપન્થા ઘોડીલા

ને પવનવેગી સાંઢણીનાં ધણ.
બાદશાહ પધારશે મહેમાનીએ ?

રાજા જામ : જામદુર્ગમાં કુંકુમની ઉડે છે છોળ,
ને મોતીની ઉછળે છે ભરતી.
એકએક ખોબલો ધર્યાં છે ચરણે :
મોતીનો આંગિયો નજર કરૂં છું.
પધારશે પાદશાહ એ મોતીપાળે ?

જહાંગીર : જામ મોતિયુંવાળો સાંભળ્યો'તો :
એ જ આ રાજા જામ ? વિક્રમાદિત્યજી !
એમના કીર્તિઘોષથી તો ગાજે છે
બદખશુખારાના બાઝારોના ચોક.

રાજા જામ : બાદશાહી સલ્તનતની વાડી છે,
અમે તો બાદશાહી વાડીના ફૂલછોડ.
બાદશાહતનો છે ખુશબોનો મઘમઘાટ :
અમારી તો સુગન્ધની એક સેર.

( બાદશાહી જયદદામાં સહસા ગડગડે છેઃ સર્વ સભાજન આશ્ચર્ય-ચકિત થાય છે. લતામંડપમાંથી યે લતાજાળીઓમાં થઈ નયનતારલા ચમકે છે.

નેજાળો ભાલો લઈ બખ્તરિયો એક દૂત આવે છે. )

બખ્તરિયો દૂતઃ( પાયતખ્તે ભાલો ધરી-સમર્પીને )
બાદશાહ સલામતનાં બુલન્દ ભાગ્ય
આસ્માન સમોવડ ઉંચાં
ને સૂર્યમંડળ શાં અમ્મર તપો !
સુલ્તાન શાહઝાદા દક્ષિણ જીતી પધારે છે

બાદશાહી પાયબોસીને કાજ.

**જહાંગીર :** ( વિરલ ઉત્સાહમાં આવી જઈને )
આવ્યો છે—આવ્યો છે એ
જયનોબતવન્તો સુલ્તાન ખુર્‌રમ
દક્ષિણના વૃદ્ધ વાઘ મલિક અંબરને જીતીને.

( બાદશાહ, ને બાદશાહની પાછળ રાજસભા, ઉઠી શાહજહાનના સત્કારાર્થે પધારે છે. થોડેક જતાં ટોપકવચને વીરવેશે ઝમાનાના સિપેહ-સાલાર શાહજહાન, પાણીદાર ઘોડીલાની ગતિએ મલપતા, સ્હામે મળે છે. બાદશાહ સન્મુખ શાહજહાન સીજદો કરે છે, મુક્તામાળની એક સેર તોડી ઘૂંટણીએ પડેલા શાહજહાનને માથે ઓવારી દિશદિશામાં બાદશાહ એ મોતી વેરે છે. શાહજહાનને ઉઠાડી ભેટે છે. લતામંડપમાંથી જહાંગીરશાહ ને શાહજહાનની ઉપર પુષ્પવૃષ્ટિ થાય છે. સહુ આરસછત્રી ભણી વળે છે )

**જહાંગીર :** દક્ષિણના ગિરિદુર્ગો તો
જાણે ગયો ને ભેદ્યા, ખુર્‌રમ !

**શાહજહાન :** દક્ષિણમાં પર્વતમાળાઓ છે,
ખીણો છે, ગિરિદુર્ગો છે;
કુદરતની સહાય છે સુભટોને.
પણ શહેનશાહી પૂર ખાળ્યું ના ખળે.

**જહાંગીર :** શાહઝાદાઓને યે અપૂર્વ
ત્રીશ હજારી લે, નવાજું છું, ખુર્‌રમ !
ઘૂમાવજે આર્યાવર્તમાં જયડંકે.
નગીનાવાડીએ દીપાવલિ કરજો,
આસમાન ઉતારજો હોઝે કુતબને કાંઠડે.
નગરશેઠજી આજ નગરને જમાડશો.
ગરીબ ફકીર કે ગુણવન્ત કો

બેનસીબ ન રહે બાદશાહી સખાવતથી.
રોઝાઓની ઝયારત કરીશું,
ઓલિયાઓની શુક્રગુઝારી ભણીશું.
પહેર આ બાદશાહી શિરપેચ;
ને ફરજે ત્હાંજે રાજનગરીના રાજમાર્ગોમાં
બાદશાહી હાથી ઉપર વિરાજીને,
સોનૈયા ને રૂપૈયા ઉછાળતો ઉછાળતો.
ને જાહેર કરજે જગતભરને કે
સનાતન દેહ્લીનો બાદશાહ
ઉત્તરદક્ષિણ ભારતવર્ષનો બાદશાહ છે.
ખાનખાનાન ! દરબાર બરખાસ્ત કરો.

( સરદારો ઉમરાવો મહાજન સીજદો કરી વિદાય લે છે. )

**રાજા વિક્રમાદિત્ય** : ( જતાં જતાં એકાન્તે શાહજહાનને )

ખુશરુશાહને ગ્વાલિયર દુર્ગમાંથી છોડાવી
ખાન આસફખાનને સોંપ્યા છે સાચવવા.
ઘણી હતી શાહઝાદા ઉપરના
ઝુલ્મની ફરિયાદો.

( ભમ્મર નચાવતા રાજા વિક્રમાદિત્ય જાય છે. )

**શાહજહાન** : જલદુર્ગ કચ્છ ને જામદુર્ગ જીત્યા.
સુભટ છો ત્હેવા મુત્સદ્દી છો.

( પુષ્પમંડળ અદૃશ્ય થયે બાદશાહ ને શાહજહાન ઉપર પુષ્પવૃષ્ટિ કરતું ને ઓવારણાં લેતું સુન્દરીમંડળ લતામંડપમાંથી પધારે છે. શાહજહાન જઈને બાદશાહબેગમ નૂરજહાનને નમન નમે છે. )

નૂરજહાન : ( ઓવારણાં લેતાં લેતાં )
દુર્લભ છે પર્વતના જંગ જીતવા ;
દુર્લભને યે સુલભ કીધું શાહઝાદાએ.
બાદશાહતને એક કળશ મ્હડાવ્યો.
શહેનશાહે યે કીધો
મનભાવતો હાથીઓનો શિકાર
ગુજરાતની ઘેરગંભીર વનકુંજોમાં.

જહાંગીર : હા, ખુર્‌રમ ! અવકાશે તું યે પરવરજે
ઝાલોદ પાસેની ઘેરીઉંડી વનકુંજોમાં.
સો-સોનાં ત્રણ પકડયાં છે હાથીઝુંડ,

નૂરજહાન : શાહઝાદે તો નિરખી છે ગુજરાતની કુંજો.
જૂવો આ ખડો થયેલો પરસ્તાન.
આગ્રામાં યે ઉગાડીશું સ્વર્ગનાં ઉદ્યાન,
ને મંહી મેના ને કોયલ ને મોરલા સમ ગાજી
જગાડીશું પોઢેલા પડઘાઓને.

[ ચાર ડગલાં આગળ જઇને ]

જહાંગીર : પારસ જાંબુ તો પાકયાં છે કાંઇ આ !
પ્રફુલ્લેલી કાળી કીકીઓ સરિખડાં.

( વીણવાને હાથ લંબાવે છે. )

નૂરજહાન : હાથે કાળા થશે,
ને જીભે કાળી થશે.

જહાંગીર : વૈષ્ણવોનાં રસગીત ગાય છે ને
કે રૂપાળાં રાધિકાજીને અડકીને

કાળા કૃષ્ણજી યે ગોરા થતા.
ત્હમને અડકયે પાછા ગોરા થશું,
મ્હારાં રસરાધિકાજી !

( જાંગુ વીણુવા જાય છે : ખાનઝાદી ખેરુન્નિસા બેગમ આડી અન્તરાયે આવીને ઉભે છે. )

ખેરુન્નિસા : બાદશાહ સલામત ક્ષમા કરશે ?
એમાં ભૂલ થાય છે.
જહાંગીર : ભૂલ ? બેગમ સાહેબા ! ભૂલ !—શાની ?
ખેરુન્નિસા : ગુજરાત નથી, ગુજરાતની તસ્વીર છે આ :
મ્હારા મુસવ્વરોએ માંડેલી.
પાદશાહને પડછાયે પડછાયે આ તો
વસન્ત ને વર્ષા વિલસે છે પાનખરમાં.
સાત રાત્રિઓનો આ સૌન્દર્યસમારંભ.
કાગળ મીણુ ને રંગોનાં માંડેલાં છે
આ ફળ ને ફૂલ, પલ્લવ ને પંખી.
ઓલિયાને એ છે મ્હારી ઝિયાફત
બાદશાહને તનદુરસ્તી બક્ષ્યાની.
જહાંગીર : ( આશ્ચર્યચકિત થઇને )
આ પંખીઓ ટહુકે છે ને ?
ખેરુન્નિસા : ખોટાને સાચું ઠરાવવા
કાંઇક તો પંખી ઉડાડવાં પડે ને ?
જહાંગીર : છાયાચિત્ર આવું છે મનોહારી,
તો કેવુંક હશે, બેગમ સાહેબા !
ગુર્જરી કુંજોનું સૌન્દર્યદર્શન ?

નૂરજહાન: ને એ વસન્તકુંજોમાં રમતી-ઘૂમતી
ગુજરાતની રસભરી રમણીમણિઓ ?
જહાંગીર: ગુજરાતની કુંજો જાણે ફૂલમ્હોરના બગીચા.
બેગમ સાહબા! લ્યો આ મણિમાળ.
રત્નમાળાનાં રત્નો સમી ઝળકે છે
ગુજરાતની ગુણગૌરવી રમણીઓ.
આશાપલ્લીની જાગીર ઉપર
સહી કરી પાઠવજો, બાદશાહબેગમ !
ખેરૂન્નિસા: સન્મુખ સોહાય છે સોહામણી
એથી યે અધિકી છે ગુર્જરી કુંજો.
રઝા છે ? ગાય ગુજરાતનું ગીત
ગુજરાતની રૂપગૌરવી બાલિકા ?
નૂરજહાન: શહેનશાહી વિનતિ છે
ગુજરાતના ગીતને કાજે.

( ફૂવારા ફરતા લતામંડપોમાં વેરાઈ સહુ આરામગાહે ઢળે છે. બાનઝાદીની તેડી ગુર્જર કન્યકા કુંજઉંડાણમાંથી આવે છે, ને પડતી જલધારાઓની વચ્ચે કલ્લોલતી ગુજરાતની કુંજોની ગઝલ ગાય છે. )

કન્યકા: અજબ દુનિયાની વાડીમાં
અજબ આ ગુર્જરી કુંજો.

સિંહો જ્યાં ઘૂઘવે વનમાં,
હૂંકારે હાથીડા ધનમાં;
જલધિ દે થાળ મોતનના:
અજબ આ ગુર્જરી કુંજો.

સજન સાગર વડા એડે,
મ્હડે શિશુ લાકડીઘોડે;
રમણી ગરબે રમે કોડેઃ
અજબ આ ગુર્જરી કુંજો.

કન્હૈયો આવી જ્યહાં વસિયો,
જીત્યો વણશસ્ત્ર રણરસિયો;
ગીતા ઉદ્‌બોધીને હસિયો;
અજબ આ ગુર્જરી કુંજો!

અજબ દુનિયાની વાડીમાં
અજબ આ ગુર્જરી કુંજો!



# પ્રવેશ બીજો

## બાદશાહી કુટુંબમેળો



( ઉજ્જયિનીના સરોવરની જલલહરીઓ કિલ્લાના કોટનાં ચરણ પખાળે છે. તીરે બીજા ન્હાનકડા નગર જેવી બાદશાહી છાવણી પડેલી છે. શાહેનશાહી જરિયાનના તંબૂમાં આજ પૌત્રનો જન્મોત્સવ છે : શાહજાદાના જન્મોત્સવ કાજે બાદશાહી કુટુમ્બનો આજ કુટુંબમેળો છે. સરોવરની ફરતી પાળે પાળે ને પગથિયે પગથિયે દીપમાળા ઝળહળે છે.

સરોવરતીરની એક દેવડીની અગાસીમાં દીવાને ખાસની મજલિસ ભરાએલી છે. )

**એક ઉમરાવ :** શાહઝાદાના જન્મોત્સવે તો આજ
રાત્રીનો દિવસ કીધો છે.

**બીજો ઉમરાવ:** જ્યહાં જ્યહાં બાદશાહ સલામતનાં પગલાં
ત્યહાં ત્યહાં અન્ધકારનાં યે અજવાળાં.

**ત્રીજો ઉમરાવ :** આસ્માનના ઘુમ્મટની રોશની ઉતારી
સરોવરની પાળે પાળે માંડી છે.
બડભાગી જહાંગીરશાહ ને અર્જમન્દબાનૂ:
શાહજહાનને ઓરડે ત્રીજા શાહઝાદા.

**શાયર શાદ :** બાદશાહી જયઘોષણાથી ગગન ફાટયું,
ને તારલિયાનાં ઝૂમખે ઝૂમખાં
જલપગથારે ખરી પડયાં પાણીમાં.

( જલ ઉપરથી શાહી હોડલી સરોવરતીરે આવે છે. બાદશાહબાનુ નૂરજહાન ને બાદશાહ જહાંગીર કિનારે ઉતરે છે. )

**જહાંગીર** : સ્હવારે અર્ધો કોસ પાયે ચાલી
ચિદ્‌રૂપનાં યે દર્શન કીધાં યોગગુફામાં.
એણે ઉભાં તિલક ભૂંસાવ્યાં.

**નૂરજહાન** : રસરસિયાં સદા આ ઝયારતે જશે
બાઝ બહાદુર ને રૂપમતીની.
ફળ્યું આપણું ઉજ્જયિનીમાં આવવું.

**એક ઉમરાવ** : કવિ કાલિદાસની આ રસનગરી.
જગરસિયાં શકુન્તલા ને દુષ્યન્ત મહારાજના
અજરામર રસજન્મ અંહી થયા હતા.
એમના અર્વાચીન અવતાર
જહાંગીરશાહ ને નૂરજહાન બેગમ.

**નૂરજહાન** : ( જતાં જતાં )
પાઠવું છું પાદશાહના પ્રૌત્રને.
ચન્દનવૃક્ષે પ્રફુલ્લેલા એ નવફૂલડાને.

( બાદશાહબેગમ નઝીકના ફિનખાબમંડપમાં સંચરે છે; જહાંગીરશાહ અગાસીએ સિધાવે છે. )

**જહાંગીર** : ( અગાસીમાં ઉમરાવોની કુરનસો ઝીલતાં ઝીલતાં )
આસ્માન મુખ નિરખી રહ્યું છે
સરોવરના અરીસામાં.

**શાયર શાદ** : જગત જેમ નિજ સૌભાગ્ય નિરખે છે
બાદશાહના વદનદર્પણે.

( સરોવરપાળે હાથીઓનું લંગર આવે છે, બાદશાહને સલામી ભરી ઉભે છે. જવાહીરના થાળ લેઈ આગળ પાંચ દાસીઓ, પાછળ દાસી- તેડયો બાળ શાહઝાદો ને ત્હેની પાછળ શાહજહાન પધારે છે. )

**શાહજહાન :** ( બાદશાહ સમીપે સીજદે પડીને )
પર્વતની શિખરમાળ સમોવડ
પચ્ચાસ ગજપતિનું આ લંગર,
ને રત્નભર્યા આ થાળ
અબ્બાજાનને ચરણે છે.
એટલાં જ શાહબેગમનાં
ચરણારવિન્દમાં ધરીને આવ્યો છું.

**શાયર શાદ :** બાળ શાહઝાદાનું નામ પાડો,
રત્નો ઓવારી ઉછાળો આલમમાં.

**જહાંગીર :** લાવો, લાવો ; નિરખીને આંખ ઠારૂં
મ્હારા અંગના અવયવને,
ઇસ્લામના આત્માની કણીને.
મુગલતખ્તનો શણગાર બનશે :
એનું નામ ઔરંગઝેબ.

( રત્નોની મુઠીઓ ભરી ઉમરાવોમાં ઉછાળે છે, ઉમરાવો તે ઝીલે છે. )

શાહનજૂમી ! નજૂમ શું ભાખે છે ?

**નજૂમી :** તારલિયા ઝળહળતી જીભે બોલે છે.
દોહદમાં જન્મ છે શાહઝાદાનો.
સિતારો આમ નમશે જરાક
તો બે હદને સાંધશે અમૃતદોરે.

સિતારો એમ નમશે સહેજ
તો છૂટી પાડશે બન્ને ય હદને.
મુગલ બાદશાહાવલિમાં
એમના જેટલી આયુષ્યઘડીઓ કોઇની નથી,
એમના જેટલો રાજ્યવિસ્તાર કોઇનો નથી.
મહા સમર્થ છે, ચાંદ ધર્મખંડે છે;
જગતની બહુ ઉથલપાથલો જોશે.
દીને ઇસ્લામનો જગમશહુર સ્થંભ થશે.
મહાપુરુષો એનો દરબાર સોહવશે.
ગેબના અક્ષરો સાચ્ચું ઉચ્ચારે છે :
જગત થરથરશે આ બાદશાહઝાદાથી.

**જહાંગીર :** એને જાગીર આપું છું એના જન્મસ્થાનમાં;
મહીન્દરીનાં કોતરોને તીર મહાવનમાં.
હાથીઓમાં ખેલશે,
ને હાથી શો નીવડશે.

( બાળ શાહઝાદાને મસ્તકે હસ્તસ્થાપિ મૂકીને )

ઝીન્દગીનો આંબો મ્હોરજો ત્હારો !

( હસતાં હસતાં )

હાથી શાં ગંડસ્થળ મારી
બાદશાહત ઉથલાવતો મા.
આયુષ્યગંગા સદીને યે ઓળંગજો.
શાહી મોતીદામ આપુ છું મસ્તકે.

( શિરપેચની મોતીદામ લઇ શાહઝાદાને મસ્તકે ધરાવે છે. )

**શાયરશાદ :** ભાગ્યદેશે કેવું ક ચોઘે છે ઢોલક !
નસીબનો જાણે સિતારો ઉગ્યો.

( બાદશાહી ડંકો વાગે છે. દિશાઓ બોલે છે કે સુલ્તાન પરવી આવે છે. )

**જહાંગીર :** સહેજ મોડો પડયો, પરવીઝ !
ઉમરાવમંડળ સિધાવો સત્કારાર્થે સ્હામે.

( સુલતાન પરવીઝના સત્કારાર્થે ઉમરાવમંડળ સિધાવે છે. રત્નોગૂંથેલો, શાર્દૂળગતિએ મલપતો, યૌવનભર્યો, હાથીબચ્ચા શો શાહઝાદો સુલ્તાન પરવીઝ પધારે છે, ઉમરાવમંડળની કુરનસો કુરનસથી નવાજે છે. બાળ શાહઝાદા ઔરંગઝેબને તેડીને વળતું દાસીમંડળ સ્હામે મળે છે. શાહઝાદાને ચુંબનથી સત્કારી પંપાળી આશિષ આપી અગાસીમંડપને પગથિએ ચ્હડે છે. સત્કારાર્થે જહાંગીરશાહ અગાસીની પાળે પધારે છે. ગળે રૂમાલ બાંધી છેલ્લે પગથિયે સીજ્દો ભરી બાદશાહની પાયવેલને પકડી બન્ને ચરણોને ચૂમે છે. )

**જહાંગીર :** કુશળ તો છે ને ! મ્હારા અંગ !

( સુલ્તાન પરવીઝ અનુત્તર રહે છે. )

ત્હારો સીજદો પૂરો થયો. હવે ઉઠ.

( શાહઝાદો પાયવેલ છાંડતો નથી. બાદશાહી ચરણકમળને ચૂમ્યાં કરે છે. )

શાહઝાદા ? નૂરે ચશ્મ ! ઉઠ ને માગ;
માગીશ તે બાદશાહ આપશે.

**પરવીઝ :** ( ઘૂંટણિયે પડયો પડયો ઉત્કંઠ નિહાળીને )
આપો, આલમના પાદશાહ ! આપો,
મ્હારા ભાઈને હું માગું છું.

નથી ત્રીસ હઝારી જોઇતી મ્હારે,
નથી જોઇતી હિસારની જાગીર.
માનવી માત્ર ભૂલને પાત્ર છે.
સારી જહાનને નવાજો છો :
શાહના શાહઝાદાને બાદશાહ નકારશે ?
શહેનશાહના લોહીનું લોહી,
અસ્તિનાં અસ્તિ, માંસનું માંસ,
પન્દરપન્દર વર્ષોથી છે બન્દિખાને.
નથી ગમતું—નથી ગમતું હવે
અમે આનન્દિયે—જીવન માણિયે એ.
પાંચ પાંડવોનો અમારો ધર્મરાજા
બન્દીખાને છે : બન્દ છોડો, અબ્બાજાન !
મ્હારો તો ભાઈ; આપનો તો પુત્ર.
જગતમાં વરસે છે શાહના રહમના વરસાદ.
કુલમંડપેથી જ એ અળગા રહેશે ?
શાહઝાદા ખૂશરૂશાહના બન્દ છોડો.
આપો—આપો, ઓ આલમના બાદશાહ !
હું માગું છું મ્હારા ભાઈને.

( ઘૂંટણિયે પડ્યો પડ્યો, હાથ જોડી, શાહઝાદો બાદશાહને પ્રાર્થી રહે છે. )

**જહાંગીર :** ( જૂનાં સ્મરણો ખડાં થતાં સહેજ કઠોર મુદ્રાથી )
બંડખોર ફરીથી બંડ નહીં કરે
એનો બાંહ્યધરી કોણ ?

પરવીઝ : બાંહ્યધરી ? આલમના બાદશાહ !
બાપ ને બેટા વચ્ચેની બાંહ્યધરી
એક ખુદા તાઅલા ને બીજી અમ્માજાન.
એક વિરાજે છે આસ્માનને સિંહાસને,
બીજી વિરાજે છે એનાં ચરણોમાં.
મ્હારા બાદશાહી પિતા પાસે
હું બાંહ્યધરી છું મ્હારા ભાઇની.

જહાંગીર : ( ભર્યાભર્યા હેલતા ઉજ્જ્યિનીના સરોવર ઉપર, ફરતી દીપમાલા ઉપર, ને ત્હેમની પાછળ જેબમાં એક દૃષ્ટિપાત નાંખીને )

મ્હારા ઝમાનામાં અબ્બાજાનનો
હું યે બંડખોર હતો ;
શાહબાપૂએ ત્હને ક્ષમા બક્ષી'તી.
મ્હારા જન્મોત્સવને દિન શાહબાપૂએ
કેટકેટલા બન્દીવાનના બન્દ તોડયા'તા :
મ્હારા પૌત્રના જન્મોત્સવની તિથિએ
હું મ્હારા પુત્રના બન્દ છોડું છું.
ખૂશરૂશાહના હઝાર ગુનાહો માફ છે.
સહુ અમીરમંડલિ ઇસ્તિકબાલે જાવ
પન્થભૂલ્યા એ પાદશાહઝાદાની.

( શાહજહાન સિવાય સહુ દરબારમંડળ ખૂશરૂશાહના સત્કારાર્થે જાય છે. )

ખુર્‌રમ ! મંગાવ શીરાઝી શરબત.
જૂનામાં જૂનો, શાહી અંગૂરનો,

ને નીલમની મંગાવ ચાર પ્યાલીઓ.

( શાહજહાન કિનખાબતંબૂમાં જાય છે. વણુહોળી દહાડી ઉગેલા, કરમાયેલી કમળપાંખડી શા વદનના સુલ્તાન ખૂશરૂશાહને લેઇને ઉમરાવમંડળી થોડીક વારે આવે છે. બે દાસીઓ આગળ સોનૈયા-રૂપૈયાના ન્યોછાવર ઉછાળે છે. પન્દર વર્ષે પાદશાહની ને ખૂશરૂશાહની દષ્ટે દષ્ટ મળે છે એટલે જહાંગીરશાહ ખડા થઇ જાય છે: ખૂશરૂશાહ બાદશાહને દંડવત કરવા માંડે છે. )

જહાંગીર : જૂદાઇના દરવાઝા ઉઘડયા આજ.
ખૂશરૂશાહ ! આવ ને ભેટ મ્હને.

( ત્રીજે દંડવતે ખૂશરૂશાહ અડધીક ઘડી ભૂમિશય્યાએ પડયા રહે છે. )

જહાંગીર : ( બન્ને હાથ પસારીને )

પન્દર વર્ષથી દીઘો’તો આંખડીથી આંખવટો.
હું યે શાહબાપૂનો પાટવી હતો.
આવ, મ્હારા પહેલ્લા ફૂલ !
તખ્ત ત્હારૂં છે ને સંભાળ.

( દંડવતમાંથી ખૂશરૂશાહ ઉઠતા નથી. સરોવરઅગાસીનાં પગથિયાં ઉતરી બાદશાહ સ્વયં ખૂશરૂશાહને ઉઠાડે છે, ભેટે છે, બાંહ્યમાં બાંહ્ય પરોવીને અગાસીએ લઇ જઈ સંગાથે ગાદીતકિયે બેસાડે છે. )

ઉંચું જો, બાબા !
આસમાન ઉચ્ચારે છે ત્હારો છૂટકારો.

ખુશરૂશાહ : શાં શુભ કીધાં છે કે ઉંચું જોઉં ?

જહાંગીર : અશુભ છાંડયાં એટલે શુભ આદર્યાં.

( શીરાઝી શરબત ને ચાર રતનપ્યાલા અગાસી વચ્ચે મંડાય છે. )

ચાર દિશાના ચાર સ્થંભ સમા છો.
બેસો, સંપો, ને ચાખો
બિરાદરીનો આ શરાબ.

( સુલ્તાન ખૂશરૂશાહ, સુલ્તાન મીરઝા પરવીઝ, સુલ્તાન શાહજહાન, સુલ્તાન શહરિયાર : ભાઇઓની એ ચોરસ બાદશાહી અગાસી વચ્ચે વિરાજી રતનપ્યાલા ભરે છે. )

**પરવીઝ :** ભાઇઓ જ નથી હોતા ભાઇબન્ધ.
બાદશાહી ભાઇઓની ભાઇબિન્ધીનો
આજે છે ઉત્સવ.

( ચારે શાહઝાદાઓ એકબીજાની પ્યાલીમાંથી પીએ છે, પરસ્પરને આલિંગે છે, ચુંબન કરે છે. ચારે ય ઉઠી જહાંગીરશાહને ચરણે શિર ઝૂકાવે છે. )

**જહાંગીર :** ખૂશરૂશાહને વીશહઝારી બક્ષું છું;
નિશાનડંકો પાછાં નવાજું છું.
દિવાને ખાસ બરખાસ્ત છે.

( બાદશાહને કુરનસ કરી કરી સહુ સિધાવે છે. બાદશાહ જરિયાન તંબૂએ પધારે છે. સરોવરતીરની ડોલતી જલલહરીઓ નિહાળતો ખૂશરૂશાહ એકાકી રહે છે.

જરિયાન તંબૂએથી બાદશાહબેગમ અગાસીમાં આવે છે.)

**નૂરજહાન :** ( ખૂશરૂશાહનાં ઓવારણાં લેઇને )
જીવનનાં વર્ષોનું પખવાડિયું વીતી ગયું.
દાનેશમન્દ છો, દૂરઅન્દેશ છો

અર્જુમન્દ બાનૂ મ્હારી ભત્રીજી છે,
પણ લાડિલી છે મ્હારા અંગનું અંગ.—

**ખૂશરૂશાહ :** (નૂરજહાનના વણઉચ્ચાર્યાં ભાવ સ્હમજી લઈને)
મજનૂંને એક જ હતી લયલા
જહાંગીરશાહને એક જ છે નૂરજહાન :
ખૂશરૂને દેહ એક છે,
ખૂશરૂને પત્ની એક છે.
એક પતિને એક જ હોય પત્ની,
એક પત્નીને એક જ હોય પતિ.

(ખુશરૂશાહ અગાસીના પગથિયાં ઉતરે છે.)

**નૂરજહાન :** (જતાજતાની પાછળ ભમ્મર ચ્હડાવીને)
ખમ્મા, સદહઝાર ખમ્મા
મુગલાઈના એકપત્નીવ્રતના સ્થંભને.
એક ચન્દનવૃક્ષે તો
સારો બાગ મઘમઘે.

(આડો અન્તરાય આવેલી નદી સમી ઉભરાતી, ચન્દ્રકોર સમી ભમર વાળેલી, અજવાળેલા અન્ધકારમાં આંખડીઓ પરોવતી, ગેબને યે વીંધી પાછળ પ્રશ્નો પૂછતી શી બાદશાહબેગમ ઉજ્જયિનીના સરોવરતીરે મધરાતને આરે ઉભે છે.)

# પ્રવેશ ત્રીજો

## જમનાજીનો અવધૂત



(મથુરાજી સમીપ જમનાજીની ઉંચી ભેખડમાં કોતરને મુખદ્વારે ગુફા છે. ઉપર વનવેલીઓ ને ફરતી ઝાડી ઝૂકેલી છે. મૃગચર્મ ઓઢેલા સેંકડો સંન્યાસીઓ ને વ્યાઘ્રચર્મ ઓઢેલા ફકીરો ગુફાદ્વારે બેઠેલા છે. ભજનની ધૂન જામી છે, ને ગેબમાં નીરખી રહેલા, પ્રકૃતિના પડદા વીંધી પાર ગયેલા કોઈ એ ધૂનમાં લીન ડોલે, ઝૂલે, ધૂણે છે.)

**મંડળી:** આવજો, આવજો જમનાઘાટ, ત્ય્હાં મળશું.
આવજો-આવજો, ગાયો લાવજો, ત્ય્હાં ચરાવજો,
આવજો જમનાઘાટ, ત્ય્હાં મળશું. ધ્રુવ

એક મીટ બીડું ત્ય્હાં તો બીજી મીટ ઉઘડે;
વ્હાલાંની જોઉં છું જલતીર વાટ,
જમનાઘાટ, ત્ય્હાં મળશું.

આંસુડાં ન નીતરે, ન ઘેન મ્હારાં ઉતરે;
વિશમે ન આંખના ઉચાટ,
જમનાઘાટ, ત્ય્હાં મળશું.

પધારો, પધારો, એક તરસ દરસની:
પ્રાણ કેરા માંડી મ્હેલ્યા પાટ,
જમનાઘાટ, ત્ય્હાં મળશું.

દૂધડલાં દહોશું, પીશું ને પાશું:
મટુકી ભરી લઈશું જગને માટ,
જમનાઘાટ, ત્હાં મળશું.

ઘેરી ઘેરી મોરલીમાં સાગરના શબ્દ વાજો:
લખજો બ્રહ્મલેખ મ્હારે લલાટ,
જમનાઘાટ, ત્હાં મળશું.

આવજો–આવજો જમનાઘાટ, ત્હાં મળશું.
આવજો–આવજો, હૈયાં લાવજો, ત્હાં ચરાવજો,
આવજો જમનાઘાટ, ત્હાં મળશું.

ભદ્ર હો શ્રી હરિના સન્તોનું.

( એમ પોકારતા ગુફામાંથી અવધૂત આવે છે. જટાનાં ઝુલ્ફાંને છેડે રૂદ્રાક્ષ પરોવેલી છે, કાન ચીરી રૂદ્રાક્ષકુંડળ પહેર્યાં છે, લાંબી દાઢી ને લીલું પંચિયું, ઉપર સિંહચર્મનો ઓઢો, એક હાથમાં રૂપાની હાથલાંળી ગાંજાની ચલમ ને બીજા હાથમાં સીસમનું યોગપટ: ખાખી, ફકીર, સંન્યાસી, ભક્તના એવા સંમિશ્રણ શા અવધૂતની સહુ ચરણરજ લે છે.

ગુફાના એક ગોખમાં અવધૂત જઇને વિરાજે છે, ધ્યાનમુદ્રા ધરીને પોતે પોતામાં ડૂબી જાય છે. )

**મંડળી :** જય જમનાજીના અવધૂતનો.

**એક ભક્ત :** ( શ્વાસ ભર્યો આવીને )

અવધૂતના ઓ સૈનિકો !
બાદશાહ પધારે છે સંન્યાસના દર્શને.

( જમનાજીને આરેથી સહપરિવાર બાદશાહ જહાંગીર પધારે છે. સકળ પરિજનને ગુફા બહાર રોકી મોજડીઓ ઉતારી અડવાણે પાયે બાદશાહ ગુફામાં જાય છે. )

**જહાંગીર :** જમનાજીના અવધૂતની આ ગુફાને ?

એક ભક્ત : ( વાઘ સમો નિઃશંક, ફક્કડ સમો નિઃસ્પૃહ )
પેલા ગોખમાં વિરાજે યોગાસને
જલગુફાના એ જોગન્દર.

( સીજદો કરી, કરસંપુટ જોડી બાદશાહ ઘૂંટણિયે પડે છે. )

જહાંગીર : જહાંગીરની વંદના છેઃ સ્વીકારશો ?

( અવધૂત અનુત્તર રહે છે. )

ખુદાના ઓલિયા, સંસારના સંન્યાસીઓની
ચરણરજ છે શાહાનશાહોને શિરે.
આશીર્વાદ આપો, ઓ અવધૂત !
કોને સેવો છો ? કોને ભજો છો ?
પેખો છો તે પઢાવો,
દેખો છો તે દર્શન કરાવો.

અવધૂત : ( જાણે ગુફા બોલતી હોય એવે ઘેરે નાદે )
પ્રકૃતિની લીલામાં વિહરતો,
તુજ સમા કંઇક શાહોને જે સરજે છે,
એને ભજું છું, ઓ દેહલીના બાદશાહ !

જહાંગીર : ઇશ્વરી ડહાપણનો, અવધૂતજી !
એક બોલ તો સંભળાવો.
સંન્યાસ નહિ ગાજે ને સદ્બોધે,
તો સંસાર ઘોર નિદ્રામાં નીંદરશે.

અવધૂત : પૃથ્વીના પાદશાહ ! સાંભળ ત્હારે.
ફકીરોને, સંન્યાસીઓને સન્માનજે સદા.
ખુદા તાઅલાએ ત્હને સોંપેલા

સંસારીઓને સંભાળજે, જતન કરજે.
બાદશાહ એટલે બાદશાહતનો બન્દો.
બાદશાહોની એ જ છે પરમ બાદશાહી.

**જહાંગીર :** હજી એક-બે ઘૂંટ એ અમૃતના.—

**અવધૂત :** આયુષ્યભારથી નમેલાને
હસતો મા, શાહાનશાહ !
ત્હારૂં યે આયુષ્ય તો લંબાશે.
દિલદાઝ્યાંના હોલવાયેલા ભડકા
પાછા ભભૂકાવતો મા.
વાયુમાં વાતો મા વાવતો.
દૃષ્ટિને પથરણે પગલાં માંડજે.
ગેબનો પન્થ ગહન ને ગભીરો છે.
જે જે સાધુતાને પન્થે છે
તે સહુ શ્રી હરિને પન્થે છે.
જય જમનાજીની જલગુફાઓનો !

**એક ભક્ત :** અજવાળાં આથમ્યાં: પ્રભુને સંભારો.
અન્ધારાં ઉતરે છે: ખુદાને સ્મરો.
નિમાઝ પઢો, સાયં સન્ધ્યા માંડો.

( સોળ શિખાળો દીવડો પ્રગટાવે છે. અવધૂત ઉઠી દીવાને આઠ દંડવત કરે છે. ભક્તમંડળ ભજન માંડે છે. )

**મંડળી :** જય ! જમનાજીની જલતરણી:
જય ! ભક્તજનોની ભવભરણી:
સંસાર સકલની ઉધ્ધરિણી:
સહુ સન્તજનોની જગતરણી:
જય ! જમનાજીની જલતરણી.

**અવધૂત** : અજવાળાં કરે એ સૂર્ય.
ઓ અનાહત નાદનાં બજવૈયા !
ઓ અધ્ધર તખતના શાહાનશાહ !
ઓ શૂન્ય શિખરના પરમ અવધૂત !
વરસાવ ત્હારી નઝરનાં કિરણો
આ ત્હારા અવનીપડયા અર્જમન્દો ઉપર.

( ગુફાઘુમ્મટમાં ઉઘાડું અન્તરિક્ષ છે ત્હેમાં થઇ આસ્માનમાંથી સોના પતરીઓની ફરફર અવધૂતમાથે વરસે છે. રૂપાથાળમાં ભકતજનો એ પતરીઓ સાંભરી લે છે. )

**મંડળી** : જય ! જમનાજીના અવધૂતનો.

( જેબનાં દર્શનમાં અવધૂત તલ્લીન છે. ચમત્કારથી આશ્ચર્યચકિત બાદશાહ પાયે લાગી ઉઠે છે, આશ્ચર્યડૂબેલો રજા લેવી ભૂલી જાય છે. )

**જહાંગીર** : સોનાપતરીઓનો વરસાદ !
ખુદાઈ નયણાંનાં જાણે કિરણો વરસ્યાં.
અદ્ભુત; જમનાજીના ઓ અવધૂત ! અદ્ભુત.
( ગુફાને મુખદ્વારે સાંભરી આવે છેઃ ખમચાને ઉભે છે. )
ભૂલ્યો હું મ્હારો ધર્મ
અવધૂતને અર્ઘ્ય ધરવાનો.
પચ્ચાસ હજારનાં પાંચ ગામ—

( ગુફાદ્વારેથી ગુફાભીતર ભણી બાદશાહ પાછા વળે છે. રૂપાથાળમાં સોનાપતરીઓ ભક્તમંડળે વહેંચતો પટશિષ્ય સ્હામો મળે છે. )

**પટશિષ્ય** : આપ્યાં ને સ્વીકાર્યાં, જહાંપનાહ !

અન્તર્પ્રેરણા પારખી અવધૂતજીએ.
ગામની ઉપાધિ યોગીઓને શી ?
આ દેવપતરીઓ પાઠવી છે
બાદશાહી ખજાનામાં છાંટવાને:
અખેપાત્ર શા ભંડાર ભર્યા રહેશે.

(જહાંગીરશાહને વદનમંડળે ચકિતતાની જ્યોત, કમળપત્રે રમતાં સૂર્યકિરણ શી, ચમકી ઉઠે છે: ક્ષણેક થંભી વિચારે છે. સીજદો કરી, કર જોડી, દેહ્લીનો બાદશાહ સંન્યસ્તને પ્રાર્થે છે.)

જહાંગીર : બાદશાહને ને બાદશાહતને
એ પ્રેરણા પાજો, જે તારણ બક્ષે.
ઓ જમનાજીના અવધૂત !
હિન્દુમુસલમીન–સહુને ઉધ્ધારજો.
અદ્‌ભુત છે ત્હમારૂં અન્તર્યામીત્વ.

(બાદશાહ જમનાઘાટે પધારે છે. કેસરતિલક કીધેલા, તુલસીમાળાના શણગાર ધારેલા, કાળની કિરણાવલિ શી શ્વેત કેશાવલિ ફરકાવતા, ગોકુળમાંના ગોપકુલવાસી ગોકુલેશજી મહારાજ સન્મુખ મળે છે.)

જહાંગીર : પધારો, ગોકુળના ચન્દ્ર !
દર્શન દઇ સંભાળ લીધી બાદશાહની.

શ્રી ગોકુલેશજી: બાદશાહ સંભાળ લે છે બાદશાહતની.
ઝમાનો ઝિન્દાહનો છે:
ઉંઘતાના અન્ધકાર છે.

(ગોકુલેશજી બાદશાહને ચરણામૃત ને તુલસી આપે છે; કંઠી તિલક ને માળા ધરે છે. સ્વીકારીને)

જહાંગીર: વર્ષે વર્ષે દર્શન દ્યો છો,
આષાઢીલા મેઘ જેવા-
આ વર્ષે તો અવધી કીધી.
કોણ હતા એ જમનાજીના અવધૂત ?
શ્રી ગોકુલેશજી: એક ને અદ્વિતીય છે જમનાજીનો અવધૂત.
બાદશાહનાં બડભાગ ઉઘડયાં:
ગોલોકપતિએ દર્શન દીધાં આજ.
ક્ય્હાં છે ગુફા કે ગુફાવાસીઓ ?
આ તો છે જમનાજીનો અક્રૂરઘાટ.
કૃષ્ણચન્દ્ર લીલા કરી ગયા.
શાહાનશાહ ! પ્રત્યક્ષ છે પારખાં.
ઝાંખી થઇ શાહોના શાહને શ્રી હરિવરની.
ગોકુળમાં ઉત્સવ આદરીશું દર્શનયોગનો.
જહાંગીર: ઠાકોરજીને તુલસીપાનમાં પીરસો છો ને ?
ઠાકોરજી ભંડાર ભરે છે ત્હમારા.
તુલસીનું પાન આપ્યું બાદશાહને:
માગો દેહલીશ્વરના ભંડાર.
શ્રી ગોકુલેશજી: અમારે ફકીરોને ફકીરીની વાંછના.
અમારાં તુલસીનાં વન,
અમારાં તુલસીનાં દળ,
અમારી તુલસીની માલા,
અમારી તુલસીની કંઠી,
અમારાં ઇન્દ્રધ્વજ શાં ઉર્ધ્વતિલક:
એ અમારાં આગુષ્યધન.

બાદશાહ અમને એ પાછાં આપે સો.

જહાંગીર : ગુણનિધિ ગોકુલેશજી !
બાદશાહને આશીર્વાદ દ્યો,
બાદશાહત બડભાગી થાય.
સહુસહુના ધર્મ પાળજો.
ધર્મનિષેધનાં ફરમાન સહુ રદ હો !
ગાયે ગાયોના એ તો ઝઘડાઃ
સંન્યાસી ને વૈષ્ણવના.
તિલક તો છે ભાગ્યના શણગાર.
તિલક કરજો, કંઠી બાંધજો,
હરિવરની માળા ફેરવજો.
અમારી તસ્બીહ, એવી ત્હમારી માળાઃ
એ તો ખુદાના છે જાપ.
ત્હમારૂં ગોકુલ ત્હમને મુબારક હો !

શ્રી ગોકુલેશજીઃ કલ્યાણ થાવ ત્હારૂં ને ત્હારી પ્રજાનું.

(બાદશાહ માથે ચરણામૃતનું પ્રોક્ષણ કરે છે. નમન નમી બાદશાહ તે સ્વીકારે છે. ને ભૂમિઆસને બેસી પરસ્પરને વન્દના વન્દી સન્તજન ને શાહેનશાહ અક્રુરઘાટેથી નિજ-નિજને માર્ગે સંચરે છે.)



## પ્રવેશ ચોથો

### કમળોની કુંજમાં



( દિલ સરોવરનાં કમળપાથર્યાં જલ ધીમાં ધીમાં ઉછળે છે; એ જલલહરીઓને હિન્ડોલે પ્રફુલ્લેલાં કમળો હીંચકા ખાય છે. ગિરિમાળની ઝાલર જેવી ડોલતી વનરાજી સરોવરફરતી જલતીર ઉપર ઝૂલતી ઢળેલી છે. હરિપર્વતના કલન્દરોના ફકીર બાદશાહ દિલ સરોવરને કાંઠે કમલઆસને ધ્યાનસ્થ વિરાજેલા છે. )

આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

( આઘેથી-કમલકુંજોના જલપગથારેથી 'ભૂલી પડી' નું ગીત આવે છે, ફકીર બાદશાહને જગાડે છે. )

ભૂલી પડી, રે હું ભૂલી પડી,
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

**ફકીર બાદશાહ:** જગતવિલાસોમાં કોક ભૂલું પડયું છે.
વડલો જટા ઢાળી જળમાં ઢળ્યો શું?
સંસારજાળીઓ શી જાળીઓ વટી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

કોક ભૂલું પડયું છે
દિલ સરોવરની ભૂલભૂલામણીઓમાં

ઉડતો પરાગ જગ ભરતો મનોહર:
નજરે ન ઝાંખી એહ ભાગ્યની ઝડી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ફકીર બાદશાહ: કૈલાસની કિન્નરી કે ગાજી !
હિમાલયને હિમશિખરેથી જાણે
મધુરા ઝંઝાનિલ ઉતર્યાં.
જીવનનો ધમધમતો એ ધોધ.
જીભ નથી ઉચ્ચરતી,
જીવન ઉચ્ચરે છે એનાં.
ગહનતાનો એ ગેબી બોલ,
આત્માની એ અનામી નમાઝ.
અદૃશ્યના અનાહત નાદ હૈયે અથડાયા,
દિશાઓ પાછળના વાયુ વાયા,
ને દિલનાં પાણી હિલોળે ચ્હડ્યાં.

(દિલસરોવરની કમલવેલીઓમાંથી રેશમકિનખાબની ઝૂલોવાળી કિશ્તી ધીમે-અતિ ધીમે ભવ્ય ભાવે સરતી આવે છે, જલમાં થંભી જાય છે. વિધવિધનાં કમળોના હોડીમાં ઢગલા ઢળેલા છે. મંહી દેવાંગના શી દીપતી સરોવરની સુન્દરી પ્રફુલ્લેલા એક કમળની પાંખડીઓ પીંખતી પીંખતી ને મંહી કંઈક શોધતી હોય છે.)

સરોવરસુન્દરી: પાંખડીઓ પીંખીને જોઉ છું મંહી,
નથી પેખાતું એમાં છૂપાયું છે એ.
સૌન્દર્ય શું વાંઝિયું જ હશે ?
વ્રજમહારાણી રાધિકાજીને યે
ન હતા કો રાજયુવરાજ.
જહાંગીર-નૂરજહાનનો પ્રેમયોગ
જગતને નહિ ધરાવે કો અમરફળ ?
દિલ સરોવરની લહરીઓ ઉછળે છે,

ધીરી, ઉંડી ને ઘેરગમ્ભીરઃ
ઉછળી ચાલ્યો મ્હારો યે એમ પ્રૌઢાકાળ.
કાંઠાનાં કમલવનમાં જઈ આથમે છે
જલલહરીઓની આ પરંપરાઃ
જીવનદિવસોની જાણે આથમતી ઉર્મિઓ.
નૂરજહાનના સૌન્દર્યને શાહઝાદો નથી.
જહાંગીર-નૂરજહાનનો શાહઝાદો
દેહ્લીઆગ્રાને તખ્તે શાહાનશાહ થાય
તો ભારતવર્ષની બાદશાહતનાં
શાં શાં સ્વપ્નાં ન ઉઘડે?
હિન્દુઓ ભરતને ભૂલે,
ઇરાનીઓ દારા વિશ્વવૈભવીને વિસારે.
સૌન્દર્યની વેલી વણમ્હોરી જ કરમાય?
ધન-ધાન્ય-ફળ-ફૂલડે ધરતી ઉભરાય છેઃ
પણ સાગરનાં વિસ્તરતાં વેરાન
તો જાણે જલના રણપગથાર.
બ્રહ્માંડ ઘેરીને પડયો છે
ગગનનો નીલાંબર મહાસાગર.
આકાશપુષ્પ શોધી-શોધીને
સંસારીઓ મશ્કરી કરે છે આસ્માનની.
સાગર વાંઝિયો છે, આભ વાંઝિયું છેઃ
મ્હને યે લોક ભાખે છે
સૌન્દર્યની વાંઝણી વેલ.
-આથમતી સ્હાંજની પેઠે

મ્હારો ભૂતકાળ આથમી ગયો.
ભવિષ્યની વનઘટાઓમાં મ્હારે
આંખડલીની પાંખો પરોવવાની નથી.
ઝીન્દગીનું ભાવિ એટલે મ્હારે અન્ધારિયું:
સૂરજ આથમે ત્ય્હારથી જ કાળી રાત.
સાચો મ્હારે તો એકલો એક વર્તમાન.
પૂર્ણ ચન્દ્ર ચમકે એટલી જ પૂર્ણિમા.
સૌન્દર્યને સાચો એક આજનો મહિમા.

( પાંખ ફડફડાવતો એક ચકોરરાજ ઉડતો આવે છે. )

આવા આવે છે ધસમસતે પગલે
મ્હારા આયુષ્યના બાદશાહ:
મ્હારા સ્નેહવનના સિંહ.
જહાંગીર ! પ્રેમીઓના ઓ પાદશાહ !
ઝીન્દગીની ઝંખનાઓ ખંખેરીને,
આયુષ્યની આરઝૂઓ ઉતારીને,
અનન્ય ને એકાન્તિક ભક્ત સરિખડી
નૂરજહાન ત્હારે કાજે એક જીવશે.

( જગત્ડોલાવન્તી મદઝૂલન્ત ગતિથી બાદશાહબેગમ શાહી હોડલીને તરાવતી કમળવનોમાં વિચરે છે. સરોવરસુન્દરીના ગીતપરિમલ અન્તરિક્ષમાં ઉડી રહ્યા છે. )

ઉપર આભ, ને નીચે નીર પાથર્યાં;
સારા સૂનકારને શોધે આંખડી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

શોધું છું આત્માની આરઝૂ અનન્તમાં;
આયુષ્ય આપું, આપો એહ જો ઘડી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

( કિશ્તિમાંથી કિનારે ઉતરીને કમળોનો ગૂંથેલો મુગટ ને પુષ્પમાળ સરોવરસુન્દરી સાંઇ બાદશાહના ચરણોમાં ધરે છે: કમળ સન્મુખ કમળ સોહાય છે. અનિમિષ નયને ફકીર બાદશાહ સરોવરસુન્દરીને નિરખી રહે છે.)

**સરોવરસુન્દરી** : નમસ્કાર હો ! નમસ્કાર હો !
કલન્દરોના બાદશાહને નમસ્કાર હો !
દિલ સરોવરના જોગન્દરને નમસ્કાર હો !
( ધ્યાનસ્થ મૂર્તિ શા ફકીર બાદશાહ મૌન હોય છે. )
વન્દન છે, સાષ્ટાંગ વન્દન,
જ્યોતિઓના ઓ માનવજ્યોતિ ! વન્દન.
પ્રકૃતિકુમારીની ત્હમને પ્રાણવન્દના.

**ફકીરબાદશાહ** : ( નિરખીને નયણે ઘૂંટ પીતાં સ્વગત. )
સૌન્દર્ય નથી, સૌન્દર્યની છાયા છે.
સૌન્દર્ય તો સ્વર્ગમાં સંચર્યું.
( કમળપાંખડી શાં પોપચાં ધીમેશથી ઢાળીને )
કમળકુંજમાં ચન્દ્રકિરણ ભૂલું પડે
એવી ભૂલી પડી છો તું.
જગતસૌન્દર્યની ઓ પ્રતિમા !
કાશ્મીરમાં કેમ પધારવું થયું ?

**સરોવરસુન્દરી** : આત્માના ઓ અમીરઝાદા !
સૌન્દર્યની શોધમાં.

**ફકીરબાદશાહ** : અરીસો ન્હોતો ત્હારા મહેલમાં ?

કસ્તૂરીમૃગ જેવી તું યે ભૂલકણી છોઃ
હૈયે છે તે જગતે શોધ છ.

સરોવરસુન્દરી : હૈયાનો અરીસો નથી જડયો હજી
કે દાખવે આત્માની આત્મજ્યોત.
આત્માનો આનન્દપંખાળો પતંગ
પ્રેમના આસ્માનમાં ઉડાવવાને આવી છું.

ફકીર બાદશાહ : કમલકુંજની ઓ રસદેવિ !
દિલ સરોવરની ઓ સુન્દરી !
જાણો છો પ્રેમ શી ચીઝ છે ?

સરોવરસુન્દરી : હા, શાહાનશાહોના શાહાનશાહ ! હા.
પ્રેમ એ ચીઝ છે કે જે
આપની આંખલડીમાં ભભૂકે છે.

ફકીર બાદશાહ : રસિકડી ! રસિકતા શું છે ?

સરોવરસુન્દરી : આપના સુતેજસ્વી અંગેઅંગમાંથી
જેના ફૂવારા ફૂટે છે તે.

ફકીર બાદશાહ : સુન્દરી ! સૌન્દર્ય શેને સ્હમજો છો ?

સરોવરસુન્દરી : આપને લલાટે વિરાજે છે ત્હેને.

ફકીર બાદશાહ : પ્રમદા ! તું યે પડછાયો છેઃ
એ એક જ જાણતી, પ્રેમ એટલે શું ?

( કમળોનો મુગટ પહેરી વાંસળી વગાડે છે. )

સરોવરસુન્દરી : એ કોણ હતી ? સાંઇબાદશાહ ?

ફકીર બાદશાહ : ત્હારી કીકીમાં સન્તાડી છે તેઃ
ત્હારા દિલચમનમાં ખ્હોડાડી છે તે;

ત્હારી કવિતામાં ઝૂલાવે છે તે.
ગેબના પડદા પાછળ તે સરી ગઇ.
તું ઓળખ છ એને-કંઇક.
પ્રેમી જ પ્રેમીને પારખે.
( ઘડીક વાંસળી વગાડે છે. પછી )
એક હતો બાદશાહ.

**સરોવરસુન્દરી :** હં: આપે વાર્તા માંડી.

**ફકીર બાદશાહ:** નથી માંડી, લે, દેવિ !

**સરોવરસુન્દરી :** પાય લાગું, પાલવ પાથરૂં :
માફ કરો, ફકીરબાદશાહ !
શ્રવણ સાંભળવા તલસે છે.

**ફકીર બાદશાહ:** વાર્તા નથી માંડી, વિચાર માંડ્યા છે.
તખ્તે સુલેમાન છે હિન્દુઓના શંકરાચાર્ય.
સુલેમાન ને શંકરાચાર્ય એક જ કે નહિ ?

**સરોવરસુન્દરી :** અક્કલમન્દની આંખડીએ તો એક જ.

**ફકીર બાદશાહ:** તું યે અક્લમન્દ દીસે છે, બાનૂ !
દુનિયાની ઇતિહાસવેલડીએ
શતાવધિ બાદશાહોનાં પુષ્પો ખીલ્યાં:
શતદલ મોગરો એક જ હતો,
સહસ્રપાંખડી કમળ એક જ પ્રફુલ્લ્યું.
અલ્લાહ ને પ્રભુ એને એક હતા:
અલેફ ને ઓંકાર એ એક માનતો.
ભાષાનો ભેદ ભેદીને પાર
માનવીના મનોભાવને તે નિરખતો.

વિશ્વની પારના તે વાંચતો
વિશ્વક્રમના કલ્યાણક કાનૂનો.
એક ને અદ્વિતીય, રત્નોનો રત્નરાજ,
હીરાઓમાંનો એ કોહેનૂર,
શાહાનશાહ જલાલુદ્દીન અકબર.
હિન્દુ ને મુસલમીન
અલ્લાહની બે આંખો છે,
એમ એક જ એ જોતો ને કહેતો.
આબ કહ્યે પાણી મીઠું લાગે,
ને જલ કહ્યે પાણી ખારૂં લાગશે ?
હરિપર્વતને શિખરે અમે બેસતાઃ
શાહોનો શાહ ને ફકીરબાદશાહ.
અલ્લાહો અકબર ને હરહર મહાદેવનો
અર્થ એક જ છે એમ
મૌલવી ને શાસ્ત્રીજીએ સ્હમજાવ્યું ત્ય્હારે
આંખોમાંથી ચોધાર આંસુધારાઓ પડી.
સૌન્દર્યસાગરના અનેક આરા, સુન્દરી !
પણ પાણી તો એક જ છે.
એણે મ્હને સ્હમજાવ્યું–પ્રેમ એટલે શું ?
સંસારસાગરની મીઠી વીરડી;
રાજવીકુલના ચક્રચૂડામણિએ,
શાહ જલાલુદ્દીન અકબરે,
જગત્‌રાજનીતિના અજોડ પયગમ્બરે.

**સરોવરસુન્દરી :** તો કહેશો, ઓ કલન્દરશાહ !

પ્રેમ એટલે શું ?

**ફકીરબાદશાહ** : દિલ સરોવરનાં પાણી.

**સરોવરસુન્દરી** : જાવ, જાવ: મશ્કરી માંડી છે
ફકીરોના ફકીરબાદશાહે તો.

**ફકીરબાદશાહ** : અખંડ ને એકરંગી એ જલ:
ઘેરાં, ઊંડાં, ગહનતાના રંગનાં.
રસિકે ! પાણીનો રંગ કીયો ?

**સરોવરસુન્દરી** : પાણીનો રંગ ? પાણીનો ! પાણીનો તો—

( વિચારમાં નિમગ્ન થાય છે. )

**ફકીરબાદશાહ** : દિલનો રંગ તે પાણીનો રંગ:
એક અનસ્ત અખંડ એ રંગ:
અજરામર ને સચરાચર.
એ જ સૌન્દર્યનો સનાતન રંગ.

[ કમલપુષ્પોની માલા ધારણ કરે છે, વાંસળી વગાડે છે, ને વાંસળી વગાડતાં પદ્માસને નાચે છે. ]

સૃજનનો એ જ સનાતન રંગ.

અજબ આ વિશ્વલીલાના ગહન રંગો સનાતન;
સરોવરપાથર્યાં જલ: એ અકળ રંગો સનાતન:
અજબ આ વિશ્વલીલાના વિ.

ભુખ્ખાંધરવન્તી ધરતીના, તૃષાહારન્ત ધનના,
જગત્‌કલ્યાણના અદ્દભુત સકલ રંગો સનાતન:
અજબ આ વિશ્વલીલાના વિ.

વડા વાતાવરણના, કાળના, શશિસૂર્ય કેરા,

ફકીરીના, જહાંગિરિના વિરલ રંગો સનાતન:
અજબ આ વિશ્વલીલાના વિ.

દયાના, બંદગીના, દુઃખસુખના, સાધુતાના,
કવિતાના ફૂવારાના પરમ રંગો સનાતન :
અજબ આ વિશ્વલીલાના વિ.

મહાસાગર શું ભરિયું આભ, એ રંગો સનાતન;
પ્રીતમના ને પ્રિયાના પ્રેમના રંગો સનાતનઃ
સુભટના, સન્તના, સૌન્દર્યના રંગો સનાતન.

સ્રજનના, સન્તના, સૌન્દર્યના
સૌના છે સનાતન રંગ.

[ કમળોનો મુગટ ને માળા પહેરીને દિલસરોવરને કાંઠે કાંઠે વનકુંજોમાં ને ફૂલડાંમાં ફકીરબાદશાહ સનાતન રંગનું ગીત ગાતા ઘૂમે છેઃ વચ્ચે વચ્ચે વાંસળી વગાડે છે, ને નાચે છે.

સરોવરસુન્દરી પાછળ પાછળ સૌન્દર્યનઝરે નિહાળી રહે છે. ]

**ફકીરબાદશાહ** : એક વેળા, ઓ સુન્દરી !
કાશ્મીરની સારી કુંજ સરોવર હતી.
દિલમાંનું સૌન્દર્ય અંગોમાં વહે
ને અન્તરિક્ષમાં આછું-આછું ઉડી જાય,
વારીમૂલમ્માંથી એમ પછી જળ ઓસર્યાં
ને કીકીઓ શાં ન્હાનકડાં સરોવર રહ્યાં.
દિલ, વૂલર ને માનસબલ,
ગંગાબલ, અછબલ ને કૌન્સાનાગઃ
કાશ્મીર સરોવરની ભોમ છે.
ઊંડાં અતલ જલભર્યાં વાદળરંગી

ત્હારે દેહે છે આંખડીઓનાં સરોવરઃ
એવી છે કાશ્મીરની સરોવરઆંખડીઓ.
મંહી દેવભાવ ભર્યો છે,
તીરે દેવાંગનાઓ ઉતરે છે જલ પીવાને.
પી, તું યે પી એ અપ્સરોનાં અમૃત.

[ દિલ સરોવરનાં જલ લેઇ પોતાને ને સરોવરસુન્દરીને ભાગ્યદેશે અભિષેક કરે છે. અદ્દ્ભુત બંસીનાદ છેડે છે, ને સરોવરની પાળે પાળે, કમળતીરે પ્રેમકમળ શો, પધારે છે. પ્રાણવિનિમય થયેલા શી સરોવરસુન્દરી દર્શનમુગ્ધ જડવત્ ઉભે છે. ]

ફકીર બાદશાહ : દીવો દીવાને પ્રગટાવે એમ
સરોવરસુન્દરીએ જગાડયાં આજ
સંસારનાં સન્તાયેલાં સ્મરણો.
પાછી ઉગી મ્હારી પૂર્ણિમા.
એ એક જાણતી, એ એક જ,
કે પ્રેમ એટલે શું ?
સરોવરનીસુન્દરી તો પડછાયો છે
પ્રેમનો, સૌન્દર્યનો, રસિકતાનો :
સાચ્ચો–સાચ્ચો, પણ પડછાયો.
એનાં લોચનમાં પ્રેમછાંયડી છે :
એના બોલડામાં પ્રેમપરિમલ છે ;
એના અંગઅંગમાં પ્રેમપ્રકાશ છે :
એને યે પ્રેમે જ ઘડેલી છે.
કુદરતના ઓ સનાતન વારસ !
ત્હારો પ્રેમ ને ત્હારાં પ્રેમી

પ્રારબ્ધનાં પાંદડાંની પાછળ છે.

( દિલ સરોવર ખોલતું હોય એમ સરોવરસુન્દરી એચિન્તી ગાવા માંડે છે. )

હો ! મ્હારે જાવું પેલે પાર :
હવે માઝીડા ! હોડી હંકાર :
મ્હારે જાવું પેલે પાર.

( વાંસલડી વગાડતા ફકીરબાદશાહ, મેઘખંડ શા ડોલન્તા, કુંજોના લતાપલ્લવોમાં અદૃશ્ય થાય છે. એમની પાછળની નિર્જનતા યે પરિમળોથી મઘમઘી રહે છે. )

સરોવરસુન્દરી : જમણે કાંઠે મથુરા નગરી,
ડાબે ગોકુળ ગામ ;
આ આરે મ્હારી દેહ ઉભી છે,
ત્ય્હાં છે આતમરામ :
મ્હારે જાવું પેલે પાર.

આભનો સાગર જલજલ ભરિયો,
મંહી સૂરજ ને સોમ ;
આ આરે છે ધરતીની ભેખડ,
ત્ય્હાં છે ચેતનભોમ :
મ્હારે જાવું પેલે પાર.

( બાદશાહી કિસ્તીમાંથી આવાઝ આવે છે. )

**પરિમહેલની એ પદ્મણી !**
**રસપંખિણી ઓ બાદશાહબેગમ !—**
**આવશો ? આરે ઉભો છું.**

( સરોવરસુન્દરી સચેત થાય છે. )

**સરોવરસુન્દરી :** બાદશાહ કે ફકીરબાદશાહે
પ્રેમઘેલા જ છે સ્તો સૌ.
શું સંસારી, કે શું સંન્યાસી:
સારૂં જગત પ્રેમહિન્ડોલે ડોલે છે.

( જલતીરે જાય છે. એક કમળ તોડી પીંખી નાંખે છે. કમળપાંદડી શા પાય જલમાં ધોઇ, ગરૂડ ઉપર લક્ષ્મીજી વિરાજે એમ, આસ્માનની પેલી પારના વિચારો વિચારતી સરોવરસુન્દરી ' આ કમળોની કુંજમાં હું ભૂલી પડી ' એ ચરણ રટતી રટતી, કિસ્તીમાં વિરાજે છે. દિલ્હ સરોવરના કમળોની ભૂલભૂલામણીના જલમાર્ગોમાં કિસ્તી સંચરે છે.

જતી ફૂલછાબની પાછળ પાછળ સુગન્ધલહરીઓ રમે એમ જગત્ સૌન્દર્યના ભારવતી જતી કિસ્તી પાછળ પાછળ ગીતલહરીઓ ઉછળી રહે છે. )

હલકી હેલે આયુષ્ય ઉછળે,
જગના વાય સમીર;
આ આરે મ્હારી આશાની કુંજો,
ત્‍હાં છે પ્રેમમન્દિર:
મ્હારે જાવું પેલે પાર,

હવે માછીડા ! હોડી હંકાર,
મ્હારે જાવું પેલે પાર.



## પ્રવેશ પાંચમો

### ભયંકર અન્દવાડ ને ડગમગતી નૌકા

—*—

( રાજમહેલમાંના ખાસગાહના સુવર્ણઝુમ્મરોમાંની દીપમાલા હોલવી નાંખેલી છે, ને મૃત્યુના પડછાયા જેવું અન્ધારૂં અઘોર ઢોળાયેલું છે. અઘોરીઓ જેવા કેટલાક ઉમરાવોનું ઘમ્મણના ઘણકારા સરિખડું ઘોરણ ગાજતું હોય છે. બાદશાહ જહાંગીરને વારંઘડીએ દમની ખાંસી ચ્હડે છે, આંતરે આંતરે ઉલટી થાય છે. મધરાત આથમી ગઇ છે.

મેઘમાંથી વીજળી ઝળકે એમ અન્ધકારમાંથી રાત્રીના આછા પોશાકમાં નૂરજહાન પધારે છે.)

**નૂરજહાન:** અક્કલના બૂઝાએલા દીવડા પેઠમ
પડી છે આ માનવીની દીવીઓ.
ઝુમ્મરો યે ઠારી નાંખેલા છેઃ
જાણે કોઇ પરાક્રમો પેખે નહિ.
શયદા ! પ્રગટાવ દીપમાળા પાછી.
શાહહકીમને તેડવા તો મોકલ્યું છે ને ?

**શયદા :** જી હાઃ અલ્લાહના રૂહ
શાહહકીમ રૂહઅલ્લાહને.

( સોનારૂપાની અનેકશિખ દીવીઓમાં દાસીઓ દીપમાળ પ્રગટાવે છે. શરાબના નિશામાં નિમગ્ન પડેલી બાદશાહી મંડળી દર્શન દે છે. )

નૂરજહાન : ( જહાંગીર કને જઈ આત્માની ઝાળનો નિશ્વાસ નાંખીને )

આ દશા જગતના બાદશાહની ?

( નીચે બેસી મ્હોં લૂછે છે, લીંબુનું પાણી પાય છે, ચોકખામાં સુવાડે છે. માથે ગુલાબજળ સીંચે છે—માતૃકૃત્ય કરે છે. અન્ય નિશાળીઆઓને નિરખીને )

ઓ ભૂલકણાઓ ! કાં ભોળાવો છો
મ્હારા ભોળા બાદશાહને ?,
એને ઉંઘાડયે ત્હમારાં ભાગ્ય ઉંઘશે.

( નીતરતા ડ્હાપણ સમી શ્વેત દાઢીવન્તા તસ્બીહ ફેરવતા ફેરવતા ઊંડી ને ઝીણી નજરવાળા શાહહકીમ રૂહઅલ્લાહ પધારે છે. )

તસ્દી દીધી છે, શાહહકીમજી !
એનો એ જ આવ્યો છે
મુગલાઈનો સનાતન મંદવાડ.
દમ પણ ચ્હડયો છે ;
ઉલટી પણ છે સંગાથે.
હકીમ રુકનાએ ને રાજા શાલીવાહને
હાથ ધોઈ નાંખ્યા બાદશાહી હુકમાનીના.

હકીમ રૂહઅલ્લાહ :
હૈયું પત્થરનું હોય તો
ઉલટી અવળી નથી દમરોગીને :
શ્વાસોચ્છ્વાસનો માર્ગ ન રૂંધાય તો.
શુકરગુઝારી કરો, બાદશાહબેગમ !
રાજમહેલમાંથી પોણી શરાબી
ઢાલવી આપે ઢોળી દીધી :

એકવીસથી પાંચ પ્યાલે ઉતાર્યો શાહને.
રાજમહેલમાંથી ઢોળાઇ ગયો,
ખાસો-આમમાં એ રેલાયો શરાબ.
શયદા ! લે આ ગોળીઓ :
નિશાનીંદરતાઓને એક-એક આપ,
ને ઉતાર એ ઝેરનાં સ્વપ્નાં.
શહેનશાહને દમ ને ઉલટી છે :
શાહને આ પડીકી પાવ, શાહબાનૂ !
હમણાં-હમણાં નીશાઉતારના હકીમો
બમણા થયા છે દેહ્‌લીમાં.

( રતનપ્યાલામાં પડીકી ઘોળીને શાહબાનૂ સ્વહસ્તે બાદશાહને પાય છે. થોડીક વારે જહાંગીરશાહની ઉલટી વિરામે છે. એક પછી એક એમ અન્તરાયે અન્તરાયે નિશાબાઝોની આંખો ઉઘડે છે; ઓસરી ગયેલી અક્કલની વેળ પાછી આવે છે; પોશાક ઠીકઠાક કરે છે; ગન્દવાડ લૂવે છે; ઉઠવાના હોશ આવ્યે ઉઠી, શરમિન્દગીમાં-ઝૂકેલાં ઝાડ જેવાં-શિર ઝૂકાવી, આવે જઈ ઉભે છે. )

નૂરજહાન : શાહહકીમ ! અફીણ કેવું ?

હકીમ રૂહઅલ્લાહ : કેફ માત્ર બૂરો છે:
અક્કલના દીવા હોલવે,
માનવીનું માનવીપણું હરી લે,
મનુષ્યનો હેવાન સરજે.
પણ દારૂ મારે, અફીણ જીવાડે.
બાદશાહની લાંબી બીમારી છે
તેથી ઘેન હજી નથી ઉતર્યું.

શરાબની બેફામીમાં બેહોશ છે.

નૂરજહાન : આ વેળાનો બાદશાહી મન્દવાડ
લાંબો ને ભયંકર છે.
ને એ મન્દવાડના સમાચારથી
સારી સલ્તનત ડોલી ઉઠી છે :
અસ્થિર સાગરમાં જહાજ ડોલે એમ.

હકીમ રૂહઅલ્લાહ : દરિયાવમાં યે ઋતુઓ હોય છે ને
તોફાનના પવનોની ?

નૂરજહાન : મુગલ સલ્તનતના મહાસાગરમાં યે
તોફાનની ઋતુ બેઠી છે.
માતા અસ્મત બાનૂ બેહસ્તનશીન થઈ ;
અય્યાઝ બાપૂને યે બોલાવી લીધા—

હકીમ રૂહઅલ્લાહ : ને દેહ્લીને આંખે મ્હોરેલી
દાનેશમન્દી ઉતારી સાથે હરી ગયા.
નિમકહલાલી ને દૂરઅન્દેશીની,
સુજનતા ને સંસ્કારિતાની ગોયા મૂર્તિ હતા.
બેહસ્તમાં યે કલ્યાણ હજો !
સુખી કર્યા, તેમ સુખી થજો !

નૂરજહાન : સાવ રૂપાનો રોઝો ચણાવીશું.—

હકીમ રૂહઅલ્લાહ : આથમી નથી ગયા હજી, શાહજાનૂ !
જગતના સોનારૂપાના મોહ.
તોડશે, ફોડશે, લૂંટી જશે કો
પવિત્ર ધામની યે એ રૂપાપાટો.

નૂરજહાન : ત્ય્હારે આરસમાં ફૂલવેલી માંડિયે તો

પત્થરહૈયે કુદરત સ્થાપીશું.
વઝીર ખાન આઝમ હજી નવા છે.—

હકીમ રૂહઅલ્લાહ : વડવાઇમાંથી વડલો ફાલે છે ને?

નૂરજહાન : દરમિયાન, ઓ સુલેમાનના અવતાર!
જહાંગીરશાહનો રક્ષણહાર કોણ ?
ઝમાનાના લુકમાનને
સબક પઢાવવા નહિ પડે.
સમાચાર આવ્યા છે દૂર-દૂરના
કે દુર્ભાગ્યસરજ્યા શાહઝાદા ખૂશરૂશાહ
બરહાનપુરના બન્દીખાનામાં ગુજર્યો:
શાહઝાદા શાહજહાનની નિગેહબાનીમાં હતા.
હઠ લીધી'તી, ન્હોતા જતા શાહજહાન
દક્ષિણદેશ જીતવા ખૂશરૂશાહના વિના.
બાદશાહી બહાદુરોએ કિશ્તવાર જીત્યું ;
પણ પિસ્તાળીસ દિનના ગોરંભા પછી
ઇરાનીઓએ કન્દહાર લીધું છે.
કાબુલના વાઘોએ બળવો કીધો છે.
શાહજહાનને શાહી ફરમાન ભેજ્યું
કન્દહાર પાછું સર કરવાને.
શાહજહાન શાહઝાદા નથી જતા ત્હાં.
એમના આતશી દિલચમનમાં
આશંકાએ ઓળા પાડયા છે કે
બાદશાહના ભયંકર મન્દવાડપ્રસંગે

ડાહ્યાને દેશવટે કહાડે છે.
સુલતાન પરવીઝ ઉડતા આવ્યા,
જાણે મુગટ પ્હેરૂં, સિંહાસન શોભાવું.
બાદશાહ છે બીમારીની રાજશય્યામાં.
શાહહકીમ ! સહુ દુર્ભાગ્ય વાંચે છે
બાદશાહનું ને બાદશાહબાનૂનું :
આપ તો સૌભાગ્ય ઉચ્ચારશો ને ?
આસ્માનની સાક્ષીએ બાધા લઉં છું :
આરોગ્ય ઓઢી ઉઠશે બાદશાહ ત્ય્હારે
સારી સલ્તનતના ફ્કીરોને જમાડીશ.

**હકીમ રૂહઅલ્લાહ :** બીમારી તો ભારે છે
બાદશાહની ને બાદશાહતની:
છતાં, શાહબાનૂ ! ઈનશાહ અલ્લાહ,
આપનાં સૌભાગ્ય જ ઉઘડશે.

( બાદશાહી નિશાબાજીના હિન્દુ મુસલમીન ખ્રીસ્તી ગોઠિયા ઉભા છે ત્હેમની સમીપે શાહબાનૂ સંચરે છે. )

**નૂરજહાન :** ત્હમે દોસ્તો છો કે દુશ્મનો
બાદશાહના ને બાદશાહતના ?
( સહુ અનુત્તર ઉભે છે. )
અયિ બિરાદરાને ઈસ્લામ !
દીને મોહમ્મદીના અનુયાયી છો ને ?
ઈસ્લામમાં શરાબ સઝાવાર છે ?
હઝરત પયગમ્બર સાહેબે
શો ઉચ્ચાર્યો છે ખુદાઈ પયગામ ?

કુરાને શરીફના શા છે ઇશ્વરી બોલ ?
અય સનાતન ભારતના રાજપુત્રો !
વેદધર્મના ત્હમે ધર્મસ્થંભ છો.
આ તો યજ્ઞ માંડયો હશે
હોશિયારી ને અક્કલની બરબાદીનો.
ને બ્રહ્મદર્શનને કાજે
બ્રહ્મવલ્લી પીધી હશે: નહી ?-
ઇસ્લામી યુગના આ બ્રાહ્મણોએ ?
વેદમાં સુરા પીવાની છે, કે સોમ ?
રહમજી લ્યો, ઓ શાણાઓ !
સોમ તે સુરા નથી.
સુરા અસુરો પીતા,
સોમવલ્લી બ્રાહ્મણો જીરવતા.
અય ઇંગ્લિશખાન કપ્તાનજી હોકિન્સ !
શીરાઝી શરાબ દીઠો જ ન્હોતો કદી ?
આરમીનિયણ શું મયબાઝી
કાંઈ ઓછી-અધૂરી પડી ?
કે પીઓ તે પ્યાલા બક્ષીસ મળે છે
એટલે રત્નપ્યાલામાં મનડાં મોહ્યાં ?
ધૂમ્રપાનના બાદલગોટાની દુહાઇ છે;
તો શરાબીની અક્કલફનાઇમાં
ખાનદાની કઇ આંખડીએ દીઠી ?
ઓ ખાન ! અમીરો ! ઉમરાવો ! રાજવીઓ !
સલ્તનતના સહુ સ્થંભો છો.
નિશાબાઝીથી ડોલો છો નાગફણા સમા:

ઝેરનીતરતા ને ઘેનઝૂલન્તા.
મદડોલન્તા માતંગ ઉપર કોઇ
અંબાડી માંડશો ત્હમારી ?
બાદશાહતના ત્હમે માતંગ છોઃ
બાદશાહતની અંબાડી ત્હમારે શિરે છે.
લાયક રહેજો બાદશાહતના હોદ્દા ઝીલવાને.
અસુર છો ? કે દેવ છો ? કે માનવી ?
શરાબ પીશો ? અમૃત પીશો ? કે શરબત ?

(કુરનસ કરીને શરાબમંડળી શરમાતી શરમાતી વિદાય લે છે ત્હેણે જહાંગીરશાહને કાંઈક કળ વળે છે.)

**જહાંગીર :** (શાહહકીમને પેખીને)

અઝ સરે બાલીને મન
બરખીઝ, અય નાદાન તબીબ !
દર્દમન્દે ઇશ્કરા
દારૂ બ જુઝ દીદાર નીસ્ત.

**હકીમ રૂહઅલ્લાહ** } પૃથ્વીપરનો ચન્દ્રમા સન્મુખ છેઃ
મન્દવાડના ગ્રહણથી ઝંખવાયો છે.

**જહાંગીર :** ચન્દ્ર ! ત્હારી ચન્દનીને શું કરૂં ?
આત્મબહલાવન્ત એ રાતી નથી.

**હકીમરૂહઅલ્લાહ :** ગુલગુલે ગુલઝાર પીને ખીલતી
સુન્દરીની સુરખિ શું રાતી નથી ?

(શાહબેગમને મુખડે લજ્જાની ગુલપાંખડીઓ હચડે છે. જહાંગીરશાહ શાહબેગમ ભણી નૂવે છે : બેઠા થાય છે.)

**જહાંગીર :** નૂર ! ત્હને ચિન્તા થતી હતી ?

નૂરજહાન : મ્હારૂં જીવન ઉડી જતું હોય
ત્ય્હારે યે ન થાય ચિન્તા ?
બાદશાહતનું સૌભાગ્ય આથમવા બેસે—

હકીમ
રૂહઅલ્લાહ } : સલ્તનતના સૌભાગ્યના સૂર્યની
સન્ધ્યા નથી પડી–હજી નહિ પડે.
બાદશાહબેગમ ! શોચશો મા.

જહાંગીર : (દમ ઘૂંટતો ઘૂંટતો)
નાહક ચિન્તાની હું યે ના કહું છું.
પોપટડીની પાંખ ફ્ફડફ્ડે
એવી ફ્ડફ્ડે છે એની હૈયાપાંખ.

નૂરજહાન : મહાસાગરમાં તોફાન ફૂંકે,
મહામોજ ઉછળતા આવે,
જહાજ ડગમગ ડોલી રહે :
ત્ય્હારે ય ન થાય ચિન્તા ?
પણ હવે ના નહિ કહું, મ્હારા બાદશાહ !
ને નહિ ખોલું નસીહતના દફ્તર.
સ્વહસ્તે પાઇશ શરાબની પ્યાલી.

જહાંગીર : ના–ના, નહિ, ઓ સૌન્દર્યની દેવિ !
ત્હારે હાથે તો અમૃત શોભે,
શરાબ ન શોભે, શાહબાનૂ !

નૂરજહાન : મ્હારો જહાંગીર પીવા માગે
તે સહુ શોભે મ્હારે હાથ.
શરાબ તો શાહને રામરંગી છે ને ?
હવેથી નૂરજહાન પાશે જહાંગીરને શરાબ.

જહાંગીર : તો સોગન્દ છે બન્ને નયનોના,
સોગન્દ છે શાહી સલ્તનતના,
સોગન્દ છે કુરાને શરીફના
કે હવેથી હું યે પીશ
બાદશાહબાનૂ પાશે એટલા જ પ્યાલા.
હરામ છે સાકીના હાથનો શરાબ.
સૌન્દર્યનાં દેવી પાશે
તે શરાબે સુન્દરતા બનશે.
શાહબાપૂના ઓગણત્રીસમા શાહી વર્ષમાં
પ્હેલ્લો પ્યાલો નોકરે પાયો હતો
શિકારગાહનો થાક ઉતારવાને.
આજે ઉતારૂં છું ઝીન્દગીનાં જીવન.

નૂરજહાન : નૂરે ચશ્મ ! ઓ પ્રેમના પ્રભુજી મ્હારા !—

હકીમ રૂહઅલ્લાહ : ડહાપણનાં ન્હોતાં માન્યાં,
પણ પ્રેમનાં વચન પરમાણ્યાં પાદશાહે.
ઓ પ્રેમ ! કેટકેટલાં કરાવે છે તું પુણ્ય,
ને કેટકેટલાં કરાવે છે તું પાપ ?

( એક સાંઢણીસરદાર આવે છે: ઝમીનબોસી કરીને સન્દેશનો કાગળ ચરણે ધરે છે. )

હકીમ રૂહઅલ્લાહ : ઝરૂરી છે ? સરદાર સાહેબ !

સરદાર : ધોળપુરમાં ધિંગાણું થયું છે,
ને ઉઘડી છે બળવાની સમશેર.
શાહજાદા શાહજહાન કન્દહાર ન સિધાવ્યા ;

સોનગંગાને તીરે છાવણી માંડી છે;
ને ખોડયો છે બાદશાહી ઝુંડો.
જોધાણનાથ ગજસિંહ હાથી શા ઘૂમ્યા.
બંગાળ ઉપર ઉતર્યાં બળવાનાં પૂર;
ગૌડબંગાળ ઉગાર્યાં શાહબાનૂના બિરાદરે.
શાહઝાદા પોતાને બાદશાહ કહાવે છે.

જહાંગીર : તખતને માન્યું'તું ગુલાબની પથારી:
મંહી વાગે છે કાંટાઓના ડંખ.
—શાહજહાને બળવો કીધો ત્ય્હારે?

( સાંઢણીસરદાર શિર ઝૂકાવી અનુત્તર રહે છે. )

( દમની ખાંસીથી ખોખરાતાં ખોખરાતાં )

મહાબતને મોકલો શાહજહાનની સ્હામે.
શહરિયારને મોકલો કાબુલકન્દહાર
રૂસ્તમખાન રતનરોળની સંગાથે.
શાહજહાનની ઉત્તર હિન્દમાંની જાગીરો
જપ્ત કરો, શાહઝાદા શહરિયારને સોંપો:
હિસારની યુવરાજપદની જાગીર સુદ્ધાં.
બાદશાહબેગમનાં સહીસિક્કાનાં
પાઠવજો બાદશાહી ફરમાન.

નૂરજહાન : ને લાડિલી—શહરિયારનો લગ્નોત્સવે
કન્દહારથી પાછા વળ્યે રાખીશું.

હકીમ રૂહઅલ્લાહ } જહાંપનાહે આરોગ્યતખ્તે વિરાજશે ત્ય્હાં
ને નૌશા યે જયસોહન્તા મલપશે

ચન્દનીચોકની સુન્દરીઓનાં નયનોમાં.
શાહબાનૂ! ત્હારી શાદબખ્તી છે.

**જહાંગીર**: બેહસ્તના એ દરવાઝા હજી દૂર છે.
શાહહકીમ! આ વિરાજે, અંહી,
મ્હારૂં દુનિયા ઉપરનું બેહસ્ત.
જગતૂશાણાઓ ભાખી ગયા છે કે
બાદશાહોના દુશ્મનનાં દળ
ત્હેમના વાળનાં વનમાંથી સાંપડશે.

**હકીમ રૂહઅલ્લાહ**: કલ્યાણ કરે છે, ત્હેનું કલ્યાણ થશે સદા.

(કુરનસ કરી શાહહકીમ ને સાંઢણીસરદાર જાય છે.)

**જહાંગીર**: નૂર! ઇદના ચાંદને કેટલા રોઝ છે?

**નૂરજહાન**: આપનાં ને મ્હારાં નયનો જેટલા.
જૂવો, જૂવો: આ પેખાય,
આભને આરે, પ્રભુની અંગુલિ શો:

હિલાલે ઇદ બર અવજે
ફલક હુવેયદા શુદ:

**જહાંગીર**: (મસ્તીનાં તેજથી આંખડી નચાવીને)
કિલીદે મયકદા
ગુમગરતે બુદ, પયદા શુદ.

**નૂરજહાન**: (જહાંગીરશાહના મસ્તકપુષ્પને હેવાને સિંહાસને લઇને)
ઘેલાં શાં કહાડે છે? મ્હારા બાદશાહ!



## પ્રવેશ છઠ્ઠો

### બાદશાહી ઝરૂખે



(બાદશાહી ઝરૂખે આજે બાદશાહબેગમ દર્શન દેવાનાં છે તેથી એ ઝરૂખા નીચે શાહજાદાનાં દર્શનને કાજ ખાસોઆમની હજારોની મેદની જામી છે: જાણે દેહલીનગરી ખાલી થઇ ગઈ હોયને! ભયંકર મન્દવાડ પછી બાદશાહનાં પણ પ્રથમ દર્શન છે આજ. રૂપાના કઠેરાવાળા આરસચોતરે ઉમરાવો ઉભા છે. બાદશાહી ઝરૂખા નીચે બન્ને બાજુએ સોનારૂપાની સાંકળે સિંહ ને સિંહણ બાંધેલાં છે.)

**પહેલો ઉમરાવ:** મધ્યાહ્ન તપે છે અત્યારે
સુન્દરીઓના સૂર્યનો.

**બીજો ઉમરાવ:** ખામોશ, બીરાદર! હોઠે ન ઉઘાડશો.
વાયુ વાત લઈ જશે,
ને જલ્લાદ જીભ લઇ જશે.

**ત્રીજો ઉમરાવ:** શાહબેગમ સિંહાસને પધાર્યાં
ત્હારથી એ દિવસો આથમ્યા
શહેનશાહની સિતમગુઝારીના.
પણ ઇસ્લામનો પડદો એ તજશે?
આજથી તો દર્શન દેશે ઝરૂખે.

**પહેલો ઉમરાવ:** નાહક વધારે છે વિરોધીઓને.

**બીજો ઉમરાવ:** સાહેબકરાન અમીર તૈમૂરજંગના ઝમાનામાં
મુગલાઇની મજલિસોને સુન્દરીઓ સોહાવતી.

ત્રીજો ઉમરાવ : એક શાહઝાદા શાહજહાનને
શાહબાનૂ જીતતાં નથી.

બીજો ઉમરાવ : શાહજહાને બળવાથી કય્હાં પરવારે છે?

ત્રીજો ઉમરાવ : શાહજહાને હવે થાકયા છે.
બંગાળની જળઝાડીઓ છાંડી;
સરદાર મલીક અંબરે ન સંઘર્યા;
તૈલંગમાં ભમી-ભમીને
પૂર્વસાગરને કિનારે રહડયા,
રામસેતૂમાં ન્હાઈ-ન્હાઇને
પ્રકાશ પ્રગટયો ભાસે છે ડહાપણનો.

પહેલો ઉમરાવ: એનો રૂઆબ જ ઔર છે,
હાર્યો-હારેલા શાહઝાદા શાહજહાનનો.

( લોકમેદનીમાં એક ગર્ધ્ધેસ્વારની સ્વારી પધારે છે. પાછળ બાલ-સંઘ કાંકરા ઉછાળતો આવે છે. )

લોકસંઘ : સરહિન્દનો સૂબો! શરમ! શરમ!
લોકનાં લોહી પીવાના ઓ દરખાસ્તુ!
ત્હને શરમ હો!

પહેલો ઉમરાવ: બાદશાહ ફરમાવતા'તા શૂળી:
શાહબાનૂએ ફરમાવી ગર્ધ્ધેસ્વારી.

ત્રીજો ઉમરાવ: વાંચોને એનો ભાગ્યલેખ.
આબરૂ મૂઇ, ને જીવ ઉગાર્યો.

બીજો ઉમરાવ : સરહિન્દ તેહસિલનો એ તેહસિલદાર.
ઉપરાઉપરી બાદશાહને કહેતો,

વારે-તહેવારે પરવાનગી માગતો
કે હિન્દુના કર બમણા ઉઘરાવું,
મહેસૂલ ચોગણું આણી આપું.
જાણે લોક તે ઝાડ છે,
ને ફળે-ફૂલે છે છ યે ઋતુઓમાં.

**ત્રીજો ઉમરાવ:** પણ દયા ડાકણને નહિ ખાય ?
સલ્તનતનાં વજ્રબન્ધોને
દયા ઢીલાં નહિ પાડે ?

**પહેલો ઉમરાવ:** શાહબાનૂના ન્યારા છે મનોરથો.
બાદશાહબેગમ તો ઉચ્ચારે છે કે
જહાંગીરશાહ જહાનના ન્યાયમૂર્તિ છે;
નૂરજહાન જહાનની કરુણાપ્રતિમા છે.
શાહોના શાહ અકબરશાહની પેઠે
શહેનશાહબાનૂ યે સ્હમજે છે કે
સાચ્ચી ઉદારતા શહેનશાહતનું સંગઠ્ઠન છે.

**ત્રીજો ઉમરાવ:** સળક્યા હો સોનારૂપાના પડદા.
લટકતી મણિમાળામાંથી,
જૂવો, મણિમૂર્તિઓ પધારે.

**બીજો ઉમરાવ:** આસ્માનની અટારીએ જાણે
બે સૂરજ ઉગ્યા આજ,
એવાં શોભે છે બાદશાહ ને બાદશાહબેગમ
બાદશાહી ઝરૂખાની કાંગરીકોરે.

(બાદશાહી છાયીડંકો વાગે છે. રત્નમરોડી સોનારૂપાની સળીઓના, ઝરૂખાના અન્તર્દ્વારના, પડદા સંકેલાઈ મંડીથી રત્નમૂર્તિઓ સમાં

બાદશાહ જહાંગીર ને બાદશાહબેગમ નૂરજહાન, જાણે પરીદેશનાં રાજરાણી અન્તરિક્ષેથી ઉતરતાં હોય એવાં, બાદશાહી ઝરૂખામાં પધારે છે. ચન્દ્રમાંથી ચન્દ્રબિન્દુ નીર્ઝરે એવાં અતિ ઝીણાં મોતી ને મણિઓના અછોબાનો ચન્દનીગૂંથ્યો બૂરખો નૂરજહાનના ચન્દ્રવદને આચ્છાદાયેલો છે.

ઉમરાવો કુરનસ કરે છે; લોકસાગરમાં ભરતી ડોલે છે; લોકસંઘમાંથી કેટલાક ઘૂંટણિયે પડી દર્શનવન્દના કરે છે.

શાહનોબત વગાડતો હાથીનો નિશાનડંકો આવે છે.)

**નૂરજહાન :** આલમના બાદશાહને નમન નમે છે
જગતના હાથીઓ :
નરલોકના ને પશુલોકના.
આરોગ્યના સિંહાસને પધાર્યે
શાહબખ્તી ઇચ્છે છે બાદશાહની.

( આગલ્યા પગ ગોઠણિયે ઢાળી શૂંઢદંડ આભે ઉછાળી શાહદંપતીને સલામી ભરી મેઘમાળા સરિખડો પાંચસો હાથીઓનો સંઘ સિધાવે છે. )

**લોકસંઘ :** જય સૂર્યનો ને ચન્દ્રનો.

( લોકગર્જનાથી ગગન ગાજે છે, દૂરદૂરની જમનાની કુંજોમાં નીંદરતા પડઘા જાગે છે. )

**નૂરજહાન :** સલ્તનતનો લોકસંઘે સ્હમજૂ છે.
સ્હમજે છે કે બાદશાહ સૂર્ય છે,
બાદશાહબેગમ ચન્દ્ર છે :
સૂર્યપ્રભાથી ચન્દ્ર પ્રકાશે છે.

જહાંગીર : જગતસ્વામી જહાંગીરશાહનાં યશોગાન
જગતકવિતામાં તો ગવાશે
નૂરજહાનના સ્વામી તરીકે.
નૂરજહાનના સૌન્દર્યનૂરથી
જહાંગીરશાહ ઝળકે છે આજ
ને ઝળહળશે ઇતિહાસમાં યે.
તું મ્હારી અમૃતકટોરી :
ઝમાનાને ય અમર કરે છે.

નૂરજહાન : એ અજબ જાદૂ કરનારો છે
જહાંગીરનો જાદૂગારો રાજદંડ.
રણવગડે રઝળતું મૂકાયેલું રત્ન
ઓળખ્યું, પારખ્યું, ઝડપ્યું બાદશાહે,
સ્થાપ્યું બાદશાહી ઝરૂખાને તખ્તે,
ને કરાવ્યાં લોકસંઘને એ રાજદર્શન.
શા શા કાંટા જહાંગીરને નથી વાગ્યા
નૂરજહાનની નૂરખૂશબો વીણતાં વીણતાં ?

જહાંગીર : ચન્દ્રકિરણોથી વીંધાવું હોય
તો આવજે, ઓ મુસાફર ! ચન્દનીમાં.
સો-સો કાંટાઓ વાગવાના ને ખમવાના
એક ગુલે ગુલશનના ચૂંટનારને.
જો, નૂર ! જો ; જો મ્હણે, પાછળ ;
લહરીએ લહરાતો જમનાનો જલપટ.
ઇતિહાસના મહાસાગરમાં
ત્હારૂં નામ લેઇને સંચરે છે :

સ્થાપશે તુજને, ઓ સૌન્દર્યમૂર્તિ !
આ યુગની સુન્દરીઓને સિંહાસને.
ત્રિકાળમાં જમનાજલ ઉચ્ચારશે કે
જમનાતીરે જીવી ગયાં
સારસડાં સરિખડાં બે રસજોડલાં :
પ્રાચીનમાં રાધિકાજી ને શ્રી કૃષ્ણ,
અર્વાચીનમાં નૂરજહાન ને જહાંગીર.

**નૂરજહાન** : એક હોડલામાં બે બેસી
જઈશું આપણે કાલના સાગરમાં :
સંગાથે સંગાથે, તરતાં કે ડૂબતાં.
પ્રેમપંખીની આપણે તો બે પાંખો.

( ડહાપણને ને જ્ઞાનને ગંભીર પગલે ખાન આઝમ આવે છે, કુરનસ બજાવી ઉભે છે. )

શા સન્દેશ છે ? ખાન આઝમ !

**જહાંગીર** : એમના તો શુભના જ હોય સન્દેશ.

**ખાનઆઝમ** : જગત સૂર્યતેજથી તેજવન્તું છે,
સલ્તનત બાદશાહના તેજથી તેજસ્વિની છે.
નદીઓનાં નીર પર્વતરાજમાંથી છે :
મ્હારામાંનું શુભ બાદશાહદીધું છે.
જોધાણનાથ સવાઈ રાજા દેવ થયા.
નર્મદાતીરે મન્ત્રસ્થંભ માંડયો,
ને નવકોટીનો તનુજ નર્મદા ઓળંગે તો
કપરા શાપ ભણ્યા.

શાહજહાનનો સન્દેશ છે, જહાંપનાહ !
અબ્બાજાનને ચરણવન્દના કહાવી છે.
દક્ષિણની ડુંગરમાળમાંથી તૈલંગ,
પૂર્વઘાટને સાગરકાંઠે ભમતાં ભમતાં
બંગાળનાં નદ ને સરોવરઘટાઓમાં :
લગામતોડયા વછેરા સમોવડા
શાહઝાદા શાહજહાન હવે
થાકયા છે, નમ્યા છે.

**જહાંગીર :** મુગલાઇનો વેલો જ છે એવો.
ચગતાઈ વંશના શાહઝાદાઓને
લગામનાં બન્ધન ન હોય.
અય અક્કલના ઉગતા છોડ !
શેરને લગામ ન્હડી જાણી છે
કે ન્હડે મુગલાઇના શાહઝાદાને ?

**નૂરજહાન :** બહુ ચરણવન્દનાઓ આવી ગઈ.
નમવાની નિશાની કાંઈ ? ખાન આઝમ !

**ખાન આઝમ :** હા, બાદશાહબેગમ ! નિશાની ભેજી છે :
ચારે શાહઝાદાઓનાં પાઠવ્યાં છે બાન.
બાદશાહી રઝા છે ? રજૂ કરૂં ?

**જહાંગીર :** લાવો-લાવો મ્હારી આંખોનાં કિરણોને,
મ્હારા સિંહાસનના બાલ સિંહોને.

( કુરનસ કરી ખાન આઝમ બહાર જાય છે ; પ્રફુલ્લેલા ફૂલછોડ સરિખડા ચારે શાહઝાદાઓને તેડી લાવી પેશ કરે છે. બાદશાહની ને

બાદશાહબાનની શાહઝાદાઓ ચરણવન્દના લે છે, આદર પામ્યે ગોદમાં બરાય છે. )

નૂરજહાન : શાહઝાદાઓ તો જાણે રૂપરૂપના મણિ !
સન્ધ્યાની શાહી તરબીહના
જાણે હીરા ને માણેક, શની ને પોખરાજ !

જહાંગીર : ડહાપણના દરિયાવ ખાન આઝમ !
હવે મળવા સરજ્યા નથી હમે,
બાદશાહ ને શાહઝાદા શાહજહાન.

ખાન આઝમ: એટલું ઓછું ન આણે જહાંપનાહ.
કિસ્મતની કમાન કાલે વાળે કદમબોસીમાં.

નૂરજહાન : શાહજહાનને કહાવજો, ખાન આઝમ !
બાદશાહ ને બાદશાહબેગમ
ચરણવન્દના સ્વીકારે છે, આશિષ કહાવે છે.

( ચારે ય શાહઝાદાઓને પંપાળતાં પંપાળતાં )

દાદાજાનની સંગાથે, શાહઝાદાઓ !
પધારશોને કાશ્મીરની કુંજોમાં ?
ત્હમારા જેવજેવડી ત્ય્હાં
કમળપૂતળીઓ રચાવીને પરણાવીશું.

ઔરંગઝેબ : હું આવીશ, અમ્મીજાન !
ને પરણીશ કમળપૂતળીને.
પણ ઇસ્લામમાં પૂતળીને પરણાય ?

જહાંગીર : ખાન આઝમ ! કાશ્મીરની તૈયારી રાખજો.

લોહરગઢના ખ્વાબગાહ મહેલમાં
એ રાત્રિ સ્વપ્નાં ભોગવી વિચરશું
પછી પૃથ્વી ઉપરની સ્વર્ગકુંજોમાં.

**ખાન આઝમ :** ગુરુ અર્જુન સાહેબને
લાવ્યા છે લાહોરથી.

**જહાંગીર :** એમનો યે આજે ઇન્સાફ ?—

**ખાનઆઝમ :** ધર્મગુરુ છે, શિષ્યોના શિરછત્ર છે ;
ન્યાયવંજી બાદશાહ ન્યાયાસને વિરાજે
તો ન્યાયતુલા સમતોલ રહે.
દંડના તનખા ભરવાની ના પાડે છે.

( તેજસ્વેત વસ્ત્રો ધારણ કરેલા કેવળ વૃદ્ધ શીખગુરુ અર્જુન સાહેબ આંખડીમાં ગગનમંડળ માપતા આવે છે. )

**જહાંગીર :** નમસ્કાર, ગુરુ સાહેબ !

**ગુરુ અર્જુન :** સત્ શ્રી અકલ, શાહેનશાહ !

**જહાંગીર :** દંડ ભરવાની ના પાડો છો ? ગુરુ સાહેબ !

**ગુરુ અર્જુન :** બાદશાહોના ખઝાના ભરવાને
અમ ગરીબો કને તનખા કય્હાંથી ?

**જહાંગીર :** ગુરુ છો, સન્ત છો, ધર્માચાર્ય છો :
બાદશાહના દુશ્મનને દેવા તનખા છે,
બાદશાહને દેવા તનખા નથી : એ શું ?

**ગુરુ અર્જુન :** દુશ્મન કે મિત્ર, રંક કે રાય,
હિન્દુ કે મુસલમીન :
સહુ સરખા છે સત શ્રી અકલને.

વર્ણ ને જાત તો વસ્રો છે ઓઢેલાં ;
મ્હોટેરો તો છે મંહીનો માનવી.
એક છે, અવિનાશી છે
સહુનો યે આતમરામ.
શાહઝાદાને નહિ, શાહના દુશ્મનને નહિ,
રંકને સહાયતા કીધી'તી.
પાંખતૂટયા પંખેરૂને ચણ નાંખી'તી
અકબરશાહના કીધા અહેશાન વાળવા.
અમે છીએ રાગદ્વેષથી પર.
જગત્‌ગુરુ નાનકશાહના વંશજનો
ધર્મ જ છે રંકને રોટી દેવાનો.

**ખાન આઝમ :** તારણતરણનું તીર્થધામ સ્થાપ્યું,
હરમન્દિર માંડયું, અમૃતસરોવર બંધાવ્યું :
ગ્રન્થ સાહેબ ગૂંથી સંઘને સમર્પ્યો.
વડિલ બન્ધુ પૃથ્વીચન્દ્રને ટાળી
ગાદી પામ્યા છો ગુરુદેવની.
ગુરુજીએ ખુદ સદ્‌બોધ શો લીધો ?

**જહાંગીર :** બાદશાહના બંડખોરને ટીકો કરવાનો !
ગુરુજી ! બે લાખ રૂપામ્હોરનો દંડ.
બંડખોરને ટીકો કીધાની એ કીંમત.

**ગુરુ અર્જુન :** ટીકો કીધો'તો અકબરશાહના યુવરાજને.
સંન્યાસીઓને શું કામ છે દોલતનું ?
શાહને જોઇએ તે શાહનું છે ;
પોતે લે ; બાદશાહના હાથ લાંબા છે.

ગુનોહ કીધો નથી કે દંડ ભરૂં.
ગુરુદેવનો સકલ ભંડાર છે
રંકને, નિરાધારને, એકપંખાળાને કાજ.
શીખોના શાહને દંડનાર શાહ કોણ ?
અમારો બાદશાહ એક છે :
સત્ નામ સાહેબનું.
અમે તેના સત્પન્થના સત્નામીઓ.
સત્ શ્રી અકલ !

(સત્ શ્રી અકલનો બ્રહ્મનાદ પોકારે છે, જમનાજીના ઘાટ ગાજે છે.)

**ખાન આઝમ**: ગુરુજી ! ગુણગરવા છો, ભૂલો છો :
શિષ્યો ઉઘરાવશે દંડનો ફાળો.—

**ગુરુ અર્જુન**: શપથ છે ગ્રન્થ સાહેબના,
શપથ છે ગુરુદેવ નાનકશાહના,
બાદશાહને દંડ ભરે કો ગુરુ કાજે તો.
સાહેબની મરજી કિસ્મતને ઘડે છે.
કુરબાનીમાં આનન્દ છે સન્તોને.

**જહાંગીર**: ખાન આઝમ ! એ જ કિલ્લો,
લાહોરનો લોહગઢ દ્યો ગુરુજીને.
ખૂશરૂના સાએલાને ત્ય્હાં શૂળી દીધી'તી.
ઉપર વજ્રની ભોગળ ભીડજો.

**ગુરુ અર્જુન**: સત્ નામ સાહેબનું:
જગત તો છે આ આળપંપાળ.

( ગુરુ અર્જુનશાહને લઇને બે ઉમરાવો જાય છે. એક ધનુષ્ય ઉપાડી બે સેનાનીઓ ને એક અમીર આવે છે. )

**અમીર** : બુલન્દબખ્તી હો બાદશાહ સલામતની.
ગુજરાતે ઘડેલું છે આ મહાધનુષ્ય.
શાહબાપુના દૂધભાઇ મીરઝા કોકાના કુંવરે,
મીરઝા શમ્સીએ પાઠવ્યું છે.

**જહાંગીર** : કમાન છે જાણે વજ્રદંડ.
એ ચાપનો ચઢાવણહારો કોણ ?

**અમીર** : શહેનશાહી દરબાર વીરનો સાગર છે.
હરેક જંગબહાદુર ચ્હડાવશે એ ચાપ.

( કાબુલીસ્તાનના સંગસારીરી એક ખાન આવે છે, ચાપ ચ્હડાવવા મથે છે, શરમિન્દા પડે છે. મીરઝા મહમ્મદ અખાડામાં આવે છે. )

**મીરઝામહમ્મદ**: કાબૂલીસ્તાનમાં બન્દૂક પેઠી, તીર ખૂટયાં.
પત્થર ફોડો, પણ પોલાદ ન વીંધાય
તમ પર્વતવાસીના પર્વતઘાવથી.
લાવો એ લોહકમાન.

(મહાધનુષ્યની શીંગઅણી એક ધરતીમાં રોપી બીજને વાળી એટલી સમીપે આણે છે કે જાણે ચાપભંગ થશે. ટંકાર કરી બાણ માંડે છે, છોડે છે, લોકમેદની ને જમનાજલ ઓળંગી રહામી પારનાં ઝાડીઝુંડમાં બાણ સમાઇ જાય છે. )

**જહાંગીર** : એક હઝારી છે, મીરઝા !

હોદ્દેદારીનો કમરબંધ બાંધજો.

**આસફખાન** : બાદશાહ સલામતની ખુશમિઝાજી છે ?
ચતુરે કીધું ચાપનું ચઢાવણ.
શાહ નિરખે સમશેરના ઝટકાનું જોર.

**નૂરજહાન** : બાદશાહ દેશે બાદશાહી બક્ષીસ
સમશેરિયાને શમશેરબાઝીની.

**આસફખાન** : પધરાવો એ ગોળીમૂવો શેર.

(ચારપાઇ ઉપર ચાર સેનાનીઓ ગોળીવિંધાયેલો સિંહ લાવી અખાડા વચ્ચે મૂકે છે. )

**આસફખાન** : વડલે વડવાઇઓ લટકે એમ
શેરને લટકે છે ગાઢ કેશાવલિ.
એ કેશાવલિની આરપાર વીંધીને
એક ઝટકે કાપશે કોઇ યે
સિંહનો ગરદનસ્થંભ ?

**મીરઝામહમ્મદ** : અખંડવજ્રની સમશેર આપો તો.
આંબાનાં થડ વધેર્યાં છે :
એમ વધેરૂં શેરનું દેહથડ.

( રાજસભા કુતુહલની આંખે નિહાળી રહે છે. બાદશાહ જહાંગીર પોતાની સમશેર ખોલી ધરે છે. )

**જહાંગીર** : લીજીયે, સરદાર સાહેબ !

**નૂરજહાન** : બુખારામાં ઘડી, બદખમાં પાણી પાયું :

કાબૂલિસ્તાનમાં મૂઠ વ્હડાવી છે.
લ્યો, મીરઝા ! આ બાદશાહી સમશેર :
હીરે જડેલી, ને હીરા શી અખંડવજાની.

( ઘૂંટણિયે પડી મીરઝા મહમ્મદ બાદશાહી તેગ લે છે. નમી, કુરનસ કરી, ઉઠીને રીંછને પગલે અખાડાના ચોકમાં ઘૂમે છે, સમશેરના પટા ખેલે છે, બાહુ છૂટા કરે છે. બાજઠ ઉપર શેરને થડ શો ઉભો રાખે છે. મીરઝા વળી ઘૂમણે ચ્હડે છે. ઘૂમતાં ઘૂમતાં અવળા હાથનો એક ઝટકો શેરની ગરદનકોઠી ઉપર મારે છે, જાણે વીજળીનો ઝળકારો વછૂટ્યો. કપાયેલી વડવાઇ જેવી અરધી ચાળ કપાઈ પડે છે, શેરનું થડ ઉભું રહે છે, તટખૂચ્યા શું શિર રગડતું રગડતું બાદશાહના ચરણો નીચે જઈ પડે છે. )

**જહાંગીર** : શાહબાશ, મીરઝા મહમ્મદ શેરબદોનીમ !
એ સમશેર રાખો શાહના દુશ્મનને કાજ.

**નૂરજહાન** : પાના ઉપર આપશે સોનામહોરો.
સલ્તનતનું શૂરાતન ચ્હડતે પૂર છે.

**આસફખાન** : ( અન્દર જઈ પાછા આવીને )
કાબૂલથી પરન્દા કાસદ આવ્યો છે,
બંડનો દાવાનળ સળગ્યો છે ત્યહાં.

( ઉમરાવો આઘાપાછા થાય છે. રાજમન્ત્રણાના મન્ત્રીઓ બે ડગલાં સમીપે સંચરે છે. )

**જહાંગીર** : કાબૂલના ડુંગર વારંવાર સળગે છે:
એ ઘાસને સામટું સળગાવોને.

**નૂરજહાન** : સિપેહસાલાર મહાબતખાનજીને પાઠવો,

બાદશાહી જયધ્વજ રોપી આવે
કાબૂલને રાજદુર્ગે.

જહાંગીર : હા; બહાદૂર છે, દૂરઅન્દેશ છે
એ રાજપૂત સિપેહસાલાર.

ખાન આઝમ : જહાંપનાહ !—

જહાંગીર : પંખીપાંખે ઉડતી સાંઢણીએ, ખાન આઝમ !
શાહજાદાનું ફરમાન ભેજજો.

ખાન આઝમ : ( જતાં જતાં સ્વગત )
બીજો આ મંડાણો જંગ
પંજાબના પંચેન્દ્રિય શા પાંચે આરે.
મહાબત અવળો ઉતરશે.

જહાંગીર : નૂર ! નિરખીને નવી સોનામહોર ?
વાંચ મુદ્રાલેખ, ને ઉછાળ
ખાસોઆમને ઝીલવાને કાજ.
સુવર્ણે સુન્દર થયું ત્હારા નામાક્ષરોથી.

નૂરજહાન : તું નહિ કરે એટલું ઓછું :
જહાંગીરને જગત શોભાવવું છે ને ?

( નવીન સોનામહોર લઇ ચુંબન કરે છે ; મુદ્રાલેખ વાંચે છે )

બ હુકમે શાહ જહાંગીર યાફ્ત સદ ઝેવર,
બ નામે નૂરજહાન બાદશાહ બેગમ, ઝર.

( ભાગ્યદેશે ચન્દ્રકસ્થાને સુવર્ણમુદ્રા ચાંપે છે. )

કંઇ કંઇ સ્વપ્નાં સરજે છે
જહાંગીર ! તું ય તે.

**જહાંગીર** : નૂરે જહાન છે મ્હારા આત્માનું નૂર.
રૂપામહોરે ખુદાને સંભાર્યો,
સોનામહોરે સૌન્દર્યને સંભાર્યું મ્હેં.
શહેનશાહની શાહબખ્તીની આ વરધે
સમર્પું છું ઐતમાદ-ઉદ્-દૌલાની જાગીરો,
ને ત્રીશ હજારીનો નિશાનડંકો.
ભોગવજે બાદશાહી જાહોજલાલીથી.
આજે ત્હેં જમાડયા સલ્તનતના ફકીરોને.
સુન્દરીઓના ઓ આફતાબ !
કેટકેટલી તું સરજે છે
નૂરની વાડીઓ મ્હારે માટે ?
ત્હારાં સૌન્દર્યની સરજેલી
કુંજનિકુંજો ગણી જોજે, નૂર !
કેટકેટલાં છે એ આનન્દનાં ઉપવન ?
ગ્હને નથી આવડતું, નૂર !
ત્હારા જેટજેટલું સૌન્દર્યસૃજન.
અનોખી સૃષ્ટિની તું છો વસનારી-
સુન્દરતા યે સુન્દર થશે તુજ નામાક્ષરે.
વરસાવ સોનારૂપાનો વરસાદ.

( નૂરજહાનના નામાક્ષરોથી અંક્તિ સોનામ્હોરો, સોનારૂપાની બદામો સંગાથે, બાદશાહ ને બાદશાહબેગમ બાદશાહી ઝરૂખેથી મનુષ્ય-મેદનીમાં ઉછાળે છે; નીચે ખાસોઆમ એ ઝીલે છે; સૌભાગ્યલક્ષ્મી ગણી કોઈ કોઇ તો માદળિયામાં મૂકે છે. )

**લોકમેદિની** : જય બાદશાહની બુલન્દ બખ્તીનો !
જય બાદશાહબેગમની બેહસ્તીનો !



# પ્રવેશ પહેલો

## ઝેલમને કિનારે કેદમાં



( ઝેલમની ભમ્મરકાળી ભેખડ ઉપર રાજનગરી જેવી બાદશાહી છાવણી વિસ્તરીને પડી છે; મધ્યે રાજમહેલ સમોવડો કિનખાબનો રાતો બાદશાહી તંબૂ ખડો છે. પાંચ રાજપૂત સમશેરિયા સિંહદ્વારે પહેરો ભરે છે. ભીતરના ભાગમાં વાઘ જેવો જંગબહાદૂર મહાબતખાન આવે છે, ને પોકારે છે. )

**મહાબત** : બાદશાહબેગમ ! પધારશો ?

( અડધું જલડૂબ્યું-અડધું જલતરતુ પોયણું જલતરંગાવલિમાં ડોલતું હોય એવી મદડોલન્ત ગતિથી વિચારડૂબી બાદશાહબેગમ નૂરજહાન, અંગુલીરેખા ઉપર મસ્તક ડોલાવતી, પીંજરપૂરાયેલી સિંહણને પગલે પધારે છે. )

**નૂરજહાન** : રાજપુત્રોના સિપેહસાલાર
શું માગે છે આજ ?

**મહાબત** : માગવા નથી આવ્યો, આપવા આવ્યો છું.
લ્યો આ બાદશાહી ફરમાન.

**નૂરજહાન** : શાનું ફરમાન ? જંગબહાદૂર !
જંગનું આહ્‌વાન આપતા હશો.

**મહાબત** : મૃત્યુનું.

નૂરજહાન : હવે તો રાજપુત્ર સિપેહસાલાર જ લાવશે ને
સ્ત્રીઓનાં મૃત્યુનાં ફરમાન ?
કોના મૃત્યુનું ફરમાન ?
કેદી સ્ત્રીથી યે એટએટલું બ્હીઓ છો ?

મહાબત : ( સ્હેજ ચમકીને, પણ દૃઢતાથી )
બાદશાહબેગમના મૃત્યુનું
શહેનશાહી ફરમાનઃ
રાજદ્રોહના ગુનાહની સઝાનું.

નૂરજહાન : ( છંછેડાયેલી સિંહણ સરિખડી )
શું ? બાદશાહબેગમ રાજદ્રોહી ?
ને સાજનિયા સૌ રાજહિતૈષી રાજનિષ્ઠો ?
આંખડીને દેહદ્રોહી કહેજો ત્ય્હારે.
બાદશાહબેગમના મૃત્યુનું નહિ,
બાદશાહબેગમના ખૂનનું ફરમાન.
જંગબહાદુરને કરવું છે એ ખૂન,
ને પોકારવો છે એને ઇન્સાફ.
આજના રાજપુત્રોના પૂર્વજો
સ્ત્રીહત્યા ન્હોતા કરતા.

( મદના હાથીના મસ્તકમાં બાણુ વાગ્યાની પેઠે થતાં મહાબતખાન મસ્તક પકડી પંપાળે છે. )

શાહનશાહનું જમાનીખત હશે એ ?

મહાબત : નાઃ એમાં છે હાથીઓનો હિસાબ,
દક્ષિણના ખઝાનાઓની પેશનઝર,

જામાતૃને મારેલા કાંટાના ચાબૂકનો ઇનસાફ઼
શાહઝાદા પરવીઝનું હકપત્રક.

નૂરજહાન : લાવો, લાવો એ શાહી ફ઼રમાન.
પ્રેમનાં હો કે મોતનાં હો,
બાદશાહનાં સહુ ફ઼રમાન
બ સરોચશ્મ વન્દનીય છે મ્હારે.

( જંગબહાદુર બાદશાહી ફ઼રમાન આપે છે. ફ઼રમાનની ચશ્મબોસી કરી શાહબેગમ તે વાંચે છે, વિચારે છે. મહાબતખાન વિમાસણમાં પડે છે. )

મહાબત : હું રાજપુત્ર છું ? કે મુસલમીન ?
નથી એક્કે ય ધર્મ પાળતો;
રાજપુત્રનો કે મુસલમીનનો.
ત્રિલોકયશસ્વી, ક્ષત્રિયત્વના અવતાર
મહારાણા પ્રતાપનો હું ભત્રિજો
સ્ત્રીહત્યાનાં કાવત્રાં રચું છું.
–પણ સૌન્દર્ય આવાં હોય ?
આ તે સુન્દરી કે નાગણી ?
સુન્દરતાની લહરીઓમાં અત્ય્હારે
શાં શાં નથી ઉછળતાં ઝેર ?
સૌન્દર્યના દીવા, ઓ દુનિયા !
ત્હારામાંથી ગુલ થઈ જાવ.

( નૂરજહાન દ્રઢતાથી સ્હોડ સંકોરે છે; એ જોઇને )

પાંખો બીડતી બાજપંખિણી શી

કેવો સંકોરે છે પાલવ ?
જાણે સિંહણુ સામને ઉતરી !
સોનાના મુગટ સરિખડા
કમલસંપુટ સમા મસ્તકમાં
શા શા તરંગો ઘોળાતા હશે ?

( ફૂલની કળીઓ ઉઘડતી હોય એમ ધીરે ધીરે આંખડીઓ નૂરજહાન ઉંચી કરે છે, પરિમલ સમાં સ્મિત ને મીઠાશથી સિપેહસાલારને નહવરાવે છે. )

**નૂરજહાન** : જંગબહાદુર ! એક પ્રશ્ન પૂછું ?

**મહાબત** : છેલ્લી ઘડીએ સહુ સવાલ હક છે.

**નૂરજહાન** : મ્હારો જહાંગીર છે ત્ય્હાં સૂધી
મ્હારી છેલ્લી ઘડી હજી દૂર છે.
એક વારકો તો પાછો વાળીશ
અજલના યે ફિરિશ્તાને.
જહાંગીરે બહુ પાયાં છે મ્હને અમૃત :
એકાદ વિષનો પ્યાલો ભેજે,
મ્હારે મન તો એ અમૃતકટોરો છે.
જંગબહાદુર સિપેહસાલાર !
કેદી બાદશાહને કેદ-ડેરામાંથી
ફરમાન પાઠવવાના અધિકાર રાખ્યા છે ?
સિપેહસાલારની સેના તે સ્વીકારશે ?

**મહાબત** : ( ઘડીક વિચારે છે, ઉત્તર જડતો નથી. આખરે )
વિચારવાનું વઝીરોને છે.
સિપાહીઓએ વિચારવાનું નથી,

ફરમાનના અમલ કરવાના છે.

**નૂરજહાન :** તો ખોલો યુદ્ધયશસ્વી સમશેર
સારી સલ્તનતમાં જયડંકે નાચન્તી,
ને કાપો, મુગલાઇના ઓ સિપેહસાલાર !
નિઃશસ્ત્ર સ્ત્રીજાતિની ગરદનને.
ઇતિહાસ અમૃતાક્ષરે નોંધશે
મલપતા રાજપુત્રના એ વિજયરંગ.

( દુશ્મનનાં બાણોથી અવિકંપિત જંગબહાદુર મહાબતખાન સુન્દરીનાં વચનબાણથી કંપે છે. મહાસંગ્રામના મામલાઓમાં અપરાજિત મહાબત પરાજય પામે છે. )

**મહાબત :** બાદશાહ જાણે, શાહબાનૂ !
ને બાદશાહબેગમ જાણે
બાદશાહી ફરમાનની એ વાર્તા.
હું છૂટવા માંગું છું એ કથનીઓમાંથી.

**નૂરજહાન :** તો રઝા છે મ્હને
જહાંગીરશાહની પાયબોસીની ?
મ્હારૂં મોત પણ સુધરશે.

**મહાબત :** ( વીજળી વાગી હોય એવો ચમકે છે: સ્વગત વિચારે છે. )
મોતનું નગારૂં વગાડું છું;
તે જગત સંકેલવાની ઘડીએ
સુન્દરીને ત્હેના સ્વામીદર્શનની
મ્હારે–ક્ષત્રિયપુત્રે શી રીતે ના પાડવી ?

( ડગમગતા, ડોલતા, રૂદન શા સ્વરથી ચાસન )

કેદીને શું અર્જ કરવી છે?

નૂરજહાન : મ્હને યે કેદ કીધી હશે? નહી?
ઝેલમના જંગમાં, જંગબહાદુર!
બાણોના વરસાદ વરસતા'તા ત્ય્હારે
કંઇ બખોલે સન્તાઈ બેઠા'તા વાઘ?
દીઠી'તીને તેગની તે નાગણી?
ને બાણનાં એ ઉડતાં સાપોલિયાં?
બચી ગયા એમના ડંખ ચાખતાં:
એ સમશેરદર્શને શું ભૂલી ગયા?
વરસાદ જેવી વરસતી એ બાણઝડીઓ?
શું કરૂં? બાલકને બાણ વાગ્યે
ઉમરાવોએ વારી,-બળજોરીથી વાળી:
નહિ તો ઓર ઉતરત ઝેલમનો જંગ.
અજીત શિશોદિયા ને શક્તાવતોને
એક સુન્દરી ત્ય્હારે હરાવત.
શાહબાનૂના ત્રણ-ત્રણ મહાવત હણાયા:
ચોથા મહાવતે હાથી રણમાંથી વાળ્યો,
ને વીંધાઇ પડ્યો તે મ્હારા જ બાણથી.
દેખા દીધી હોત ઝેલમના જંગમાં,
તો મહાવતને મૃત્યુ પાનારૂં વજ્રબાણ
બીજા કો બહાદુરની છાતીને ચીરત.
બાદશાહબેગમને કેદી કીધી હશે
ત્હમારાં યુદ્ધપરાક્રમોથી ત્હમે?—નહી?
કે સ્વીકારી છે સ્વયં આ કેદ

મ્હારા જહાંગીરની દુઃખભાગિણી થવાને ?
જંગબહાદુર ! આ કેદી સન્મુખ આજે
મૃત્યુનું ફરમાન લઇ ખડા છો:
ગઇ કાલના ઝેલમના પટમાં
સામનામાં સ્હામે કાં ન્હોતા પધાર્યા ?

**મહાબત :** જંગઘેલી જોગણીને માથે બેસાડી
મદઘેલો હાથી ઘૂમતો'તો ઝેલમમાં ત્ય્હારે.
યુદ્ધની દેવી ત્ય્હારે તો
મોતના રાસ રમતી'તી ત્ય્હાં.
નટરાજ નહિ, પાર્વતીજી તાંડવ ખેલતાં'તાં.

**નૂરજહાન :** ત્હમારા બાદશાહને યે કેદ કીધા
કપટથી ? કે શૂરાતનથી ?
પોતાના શાહેનશાહને કેદ કરવા,
ક્ય્હારનો એ સિપેહસાલારનો ધર્મ ?
ઓ સમશેરધારી વીરવંશજ !
વીરત્વને લજાવે છે દગાબાઝી.
ક્ષત્રિયત્વને ને દગાબાઝીને તો પૂર્વે
પૂર્વ ને પશ્ચિમ જેટલાં છેટાં હતાં.

( બંધાયેલી સિંહણ સમી સુન્દરીના પંજાના તીખા ઘાવ સિપેહસાલારથી નથી સહ્યા જતા. કંટાળીને, ઓગળી જઇને, દયાની સાંકળો તૂટતી હોય તેમ )

**મહાબત :** ચાલો અજલના ફિરિશ્તાની પાસે.
સ્હમજી લ્યો બાદશાહ ને બાદશાહબેગમ.

( સ્વગત )
શયતાનને ચે સબક પઢાવે
એવી છે આ જગતસુન્દરી.

નૂરજહાન : ભયંકર છો, પુરુષવ્યાઘ્ર ! વીર પુરૂષને.
સુન્દરી શૂરવીરથી નીડર છે સદા.

( બાદશાહી તંબુની સોનવેલમાંડી રેશમકનાત એક ઉપડે છે. પાંજરામાં પૂરેલા સિંહ સમા જહાંગીરશાહ વિચારગ્રસ્ત મંહી ટહેલતા દર્શન દે છે. વારે વારે ગંભીરતાથી એક ગ્રન્થમાં જૂવે છે, વાંચે છે, પાનાં ફેરવે છે.

નજીક જઇને, ઘૂંટણિયે પડીને, કદમબોસી કરીને, કર ઝાલીને નૂરજહાન જહાંગીરશાહને ઉભા રાખે છે. )

નૂરજહાન : જહાંગીર ! હું જાઉં છું.

જહાંગીર : ( વિચારતન્દ્રામાંથી જાગીને )
ક્યહાં ? નૂર ! ક્યહાં ?

નૂરજહાન : ( ફરીથી નયન વડે કરચુંબન કરીને )
આ હાથે બાદશાહી ફરમાન આલેખી
મ્હને મોકલાવી છે ત્યહાં:
કિયામતને કાંઠડે,
દુનિયાને પેલે આરે.

જહાંગીર : કોણ ભાખે છે એવું ?

નૂરજહાન : જંગબહાદુર સિપેહસાલાર મહાબતખાનજી.
જઇને જીન્નતને આરે ઉભીશ;
ને સ્વર્ગકાંઠે ઉભી ઉભી
વાટડી જોઇશ મ્હારા જહાંગીરની.

મ્હારા જહાંગીર વિનાનાં તો હવે
સ્વર્ગે મ્હને સૂનાં લાગશે.
ભાગ્યચક્ર શા ફરતા એ આસ્માન!
જે જે દાખવ્યાં ત્હેં તે દીઠાં:
સંયોગ દીઠો, વિયોગે દીઠો;
ને વિયોગની ઘડીની ઘંટા યે સાંભળી.

( ચરણચુંબન કરે છે. દામન ઝાલી નયનબોસી કરે છે. બાંયદળી વેલીને ઉપાડયા પેઠમ બાદશાહબેગમને જહાંગીરશાહ ઉઠાડે છે. )

**જહાંગીર** : ( મહાબતખાન ભણી ફરીને )
મહાબત ! તું બાદશાહ ? કે હું ?

**મહાબત** : જહાંપનાહ પાદશાહ.
મહાબત તો બન્દયે ખાક છે.

( બાદશાહની પદધૂલિ લઈને શિરે ચ્હડાવે છે. )

**જહાંગીર** : મહાબત ! ત્હારાં ફરમાન ? કે મ્હારાં ?
સલ્તનતનો મુગટ કોને માથે ?

**મહાબત** : જહાંપનાહનાં ફરમાન:
સલ્તનતનો મુગટ શાહાનશાહને માથે.

( ઘૂંટણિયે પડી શહેનશાહની ચરણવન્દના કરે છે )

**જહાંગીર** : તો ત્હેં લખાવેલું ને મ્હેં લખેલું,
લાવ, મ્હને પાછું આપ
એ બાદશાહી ફરમાન.

બાદશાહત નથી ઉથલાવી નાંખવી:
નૂરજહાનને જીવવા દે.

**મહાબત** : બ સરોચશ્મ, જહાંપનાહ !
શહેનશાહની આજ્ઞા, મ્હારો તે અમલ.

( શાહી ફરમાન બાદશાહને આપે છે. )

**જહાંગીર** : આ ફરમાન ફાડું છું ત્યહારે !

**મહાબત** : જેવી બાદશાહી બુલન્દબખ્તી.

**જહાંગીર** : મોતના એ ફરમાનનું મોત થાવ.
શાહબાનૂની અલાબલા ઉતારી
દિશદિશમાં વેરૂં છું આ.

( ફરમાન ફાડી, શાહબાનૂને મુખડે ઓવારી, પતંગિયાં શા ચીરા હવામાં ઉડાડે છે. )

**મહાબત** : શહેનશાહી રૂખસદ છે મ્હને ?

**નૂરજહાન** : ઠીક માંડી છે, હો, જંગબહાદુર !
હિન્દુઓના મન્દિરની પેઠે.
દેવને ન્હવરાવે તેમ ન્હાય,
ને ખવરાવે તેમ ખાય,
ને પોઢાડે તેમ પોઢે:
ને પૂજારી દેવને નામે પૂજાય.
અયિ વીરશિરોમણિ સિપેહસાલાર !
ત્હમે હિન્દુ છો ? કે મુસલમીન ?

( સહુની જીન્દગીમાં એક અનુત્તર પ્રશ્ન હોય છે. જીન્દગીનો એવો અનુત્તર પ્રશ્ન પૂછાતાં શૂરવીરને અણછાજતી શરમિન્દગી સિપેહ-સાલાર દાખવે છે. )

**મહાબત :** શહેનશાહ ફરમાવે તે.
શાહબાપૂને તો એક જ હતા
હિન્દુ તેમ જ મુસલમીન.

**જહાંગીર :** "હિન્દુ હમેશ હો, હો મુસલમાં કભી કભીઃ"
જંગબહાદુર એ ધર્મ પાળે છે.
રજા છે, મહાબતખાનજી !
રાઝીથી તો જાવ છો ને ?

( ઝમીનબોસી કરી સિપેહસાલાર જવા વળે છે. જતા જતાને )

મહાબત ! ખુર્રમ ક્યહાં છે ?

**મહાબત :** સિન્ધના મહારણપગથારમાં.
ઇરાન જવા ઇરાદો સાંભળ્યો છે,
શાહઝાદા હુમાયુનશાહને પગલે પગલે.

**જહાંગીર :** શાહઝાદાનો બળવો શમ્યો નહિ.

**નૂરજહાન :** મહાસેનાની વ્યૂહરચના ક્યહારે છે ?
કાબૂલ પાઠવો છો તે મહાસૈન્ય
બાદશાહને તો બતાવશોને ?

**મહાબત :** હમણાં નથી, બાદશાહબેગમ !

**જહાંગીર :** ખાન આઝમ આસફખાનજીને કહેજો
શાહદરાનો મકબરો હજી અધૂરો છે.

**મહાબત :** ખાન આઝમ છે અટકના દુર્ગમાં,

સિન્ધુની સનાતન પાળને તીરે.
જહાંગીરશાહનાં જય ને જાહોજલાલી
ચારે દિશાઓને ઉચ્ચારતા
શાહદરાના ગગનચુંબી મિનારાઓનાં
ચાર-ચાર માળ મંડાયા છે :
છત્રીઓ જ અધૂરી છે, જહાંપનાહ !

જહાંગીર : ખ્વાબગાહમાં નીંદ ન આવી,
ને ઝેલમતીરે ડેરા માંડ્યા :
તો ત્હેં હરી લીધી બાદશાહી નીંદ.
શાહદરામાં તો સુખે નીંદરવા દેજે.

( સ્મિત ફરકાવતો સિપેહસાલાર આરાવલ્લીના દીપડાને પગલે સિધાવે છે. )

નૂરજહાન : શાહદરાના મકબરાની તો
નૂરજહાન થશે મુજાવરણ,
શું વાંચતા હતા બાદશાહ ?
ક્યહાં ઉડતા'તા સૂફીઓની પાંખે પાંખે ?

જહાંગીર : ફિલસુફીની નહિ, ઇશ્કની પાંખે ઉડતો'તો.
લિસાને ગેબ વાંચતો હતો ;
શુકુન જોતો હતો દીવાને હાફીઝમાં,
પ્રેમની એ અખૂટ ભાગીરથીમાં.
પરીઓની પાંખના દર્શનની પેઠે
શુભના સુખાળવા સન્દેશ
આવે છે ને આથમે છે.

**નૂરજહાન**: જહાંગીરશાહનું શુભ જ છે સદા.
સલ્તનતના ઓ સોહાગમણિ !
ત્હારો સોહાગ અણુઆથમ્યો રહેશે
જહાનમાં ને જીન્નતમાં ય તે.
ત્હારી જીત છે બન્ને જગતમાં.
મ્હારા આયુષ્યના આધાર !
ઝીન્દગીની જાહોજલાલી
જહાંગીરે નૂરજહાનને દાખવીઃ
મૃત્યુની સલ્તનતની શાહાનશાહી
નૂરજહાન દાખવશે જહાંગીરશાહને
દુનિયામાં ને સ્વર્ગનાં યે ઉપવનોમાં.
નિત્ય નિત્ય ફૂલડે પૂજીશ
એના ઉમ્બરા ને ટોડલા,
એનાં ભીતર ને બહાર,
દિલકુશાના દિલવિશાળા ગુલઝારોમાં.
શહેનશાહણ જતન કરશે શહેનશાહનાં.
દુનિયાં ન દીઠું દેખશે કે
રંકને બાદશાહે બાદશાહણ બનાવી,
તો બાદશાહણને રંક થતાં આવડે છે.
નૂરજહાન પ્રેમની ભીખારણ થશે,
ને પાડશે જગતમાં પ્રેમની બાંગ.
અમ ગરીબોની કબ્રને પત્થરે
નહીં હોય ફૂલ કે નહીં હોય દીપ;
નહીં હોય પંખીની પાંખના ઓચ્છાયા

કે બુલબુલની બંસરી.

બર મઝારે મા ગરીબાં
નેહ્ ચિરાઘી, નેહ્ ગુલી;
નેહ્ પરે પરવાને બાબી,
નેહ્ સિદાયે બુલબુલી.

ઝીન્દગીનો સૂરજ આથમે
પછી અજવાળાં શાનાં હોય ?

જહાંગીર : મ્હારો તો સન્મુખે જ છે
ઝીન્દગીનો ચન્દ્ર.

( નૂરજહાનના નમાવેલા વદનચન્દ્રને હૈયામાં લે છે. ઝીન્દગીના મ્હોલા થાકને હળવે પગલે, હાથી ને હાથિણી સરિખડાં, બાદશાહ ને બાદશાહબેગમ, હરના ને સલ્તનતના ભાર નીચે જાણે દબાતાંચંપાતાં જેવાં, તંબૂના ભીતરમાં સિધાવે છે. )



## પ્રવેશ બીજો

### થરપારકરના મહારણમાં



( થરપારકરના મહારણમાં હૈયા શો એક ઝરો ને તીરે ઝુંડ છે. એ ઝુંડમાં થોડાક તંબૂઓ નાંખી શાહઝાદા શાહજહાનની છાવણી પડેલી છે. તંબૂઓને ખીલે ખીલે અરબી ઘોડા બાંધેલા છે. વચ્ચે એક હાથી ને એક હાથીણી ઝૂલે છે.

ઝરાના તીરની હરિયાળીમાં ઝુંડછાયામાં સારસની જોડલી સમોવડાં શાહઝાદા શાહજહાન ને અર્જમન્દ બાનૂ બેઠેલાં છે. શાહજહાન વિચારગ્રસ્ત છે. અર્જમન્દ બાનૂ આશાનાં ગીત ગાતાં ગાતાં શાહઝાદાના વાળમાં અંગુલિરેખાઓ પરોવતાં પરોવતાં પંપાળે છે. )

**અર્જમન્દ બાનૂ :** આશા–આશા અમરનામિની. ધ્રુવ

ઘોમ ધખે કે ઝડીઓ વરસે :
વીજ ઝબૂકે, વનદવ દરસે ;
એક એ પાંખ છાયે અન્તર્યામિની:
આશા અમરનામિની.
આશા–આશા અમરનામિની.

ગાઢ અન્ધારાં, વિરલ ઉજિયારાં;
રણવગડાના ભૂલામણા આરા:
અખંડ જ્યોતિ ત્હાં યે વિશ્વસ્વામિની:

આશા અમરનામિની.
આશા-આશા અમરનામિની.

શાહ ખુર્‌રમ ! હતાશ શું થા છ ?

**શાહજહાન :** જોયાંને ફરતાં બળબળતાં રણ ?

**અર્જુમન્દબાનૂ :** આપણાં અત્યહારનાં ભાગ્ય સમાં.

**શાહજહાન :** આ રણમાં વાતા મહાવંટોળાથી યે
હોલવાતો નથી ત્હારો આશાદીપ ?

**અર્જુમન્દબાનૂ :** ધરતી ધરી ઉપર ઘૂમે છે,
કાળચક્ર આસ્માન જેવું ફરે છેઃ
આજે અન્ધારૂં ને કાલે ઉજાસ.
શાહઝાદા !

**શાહજહાન :** શાહઝાદો મા કહે મ્હને.
ખંજર શો ખૂંચે છે એ બોલ.
મેવાડ જીતી મુગટમાં માંડયું,
ને દક્ષિણ જીતી ચરણમાં ધર્યું,
માત્ર એ જયપ્રસંગો શિવાય
બાદશાહે લેખ્યો નથી મ્હને શાહઝાદો.

**અર્જુમન્દબાનૂ :** આજે ઉભવા ધરતી નથી,
રણતડકો નિવારવા છત્ર નથી;
છતાં, પ્રાણાધિક ખુર્‌રમ !
ત્હારી ભાગ્યરેખા ભાખે છે
તું શાહઝાદો છે, શાહજહાન છે.
બીજાઓ પત્થર જેવા હો યા નહિ,
ખુર્‌રમ મ્હારો દેવદડો છેઃ
પડી-પછડાઇને યે ઉછળશે.

**શાહજહાન :** હિન્દને હમણાં તો છેલ્લી સલામ.
આ થાકેલા આપણા ઘોડીલા,
ને એથી યે થાકેલા આપણા સરદારો,
અને હું યે થાકયો છું બળવાઓથી.
એક નથી થાકી તું, અર્જમન્દ !
સ્ત્રીજાતિ એટલે અવિરામ મહાશક્તિ.
ઉગે કે આથમે, અજવાળામાં કે અન્ધારામાં,
ઝીન્દગીની પાનખરમાં ને વસન્તમાં,
અખંડ એક તું જાગ છ વણથાકી:
જાણે મ્હારા ભાગ્યની જાગતી જ્યોત.
સોગન્દ છે આસ્માનો ઝમીનના,
એવું કરીશ કે જગત વાંચશે સદા
આપણા પ્રેમના અનસ્ત કીર્તિલેખ.
ત્હારી ને મ્હારી ચાર આંખો સરિખડા
ચાર કુમારોને દેહ્લી પાઠવ્યા:—

**અર્જમન્દ બાનૂ :** શાહબેગમ સ્હમજે બાન આવ્યા;
આપણે સ્હમજ્યાં ભણશે ને ઉછરશે
નાનાજાનના દેહ્લીના દરબારમાં.

**શાહજહાન :** ત્યહારે યે ખાનઝાદી ન સંચરી મહિયરિયે.
રણઝાળોમાં ફૂલપાંખડી કરમાઇ જશે તો ?

**અર્જમન્દ બાનૂ :** ફૂલ કોણ ? ને પાંખડી કોણ ? ખુર્રમ !
શાહઝાદો કે ખાનઝાદી ?
હા, હું ત્હારી પાંખડી તો ખરી.
ફૂલને નહિ શોષે રણની જે ઝાળ,

પાંખડીને તે શું કરમાવવાની હતી ?

શાહજહાન : સંગ્રામ મંડાય ત્ય્હારે
બન્દૂક ભરી આપ છ મ્હને.
ડાહ્યાઓની દીવાન બેસે ત્ય્હાં
બોલ છ ડહાપણના ભંડાર ત્હારા,
ને બોલ છ મુજ હૈયાના બોલ.
મ્હારી મસલતોની મહારાણી !
સ્હાંજનો પડાવ પડયે, અન્નપૂર્ણા શી,
આપ છ સરદારોને ઝિયાફત.
રજની પડયે ઉતાર છ થાક ખુર્રમનો
પ્રેમગીતના ત્હારા ગીતટહુકાથી.
ને પ્હેરોડની શુક્ર તારિકા ઉગે
ત્હેની સંગાથે ઉગે છે
જીવનની તારિકા સરિખડી તું.
મ્હારા સુખદુઃખોની ભાગિયણ:
મ્હારાં અમૂઝણો ને અભિલાષોની
પાકદામન જીવનસંગાથી:
બેગમ નહિ, શાહઝાદાની તું દોસ્ત છે.
સૂર્ય ઘૂમતાં થાકે
તો થાકે મ્હારાં અર્જમન્દ બાનુ.
શિખરે શિખરે કૂદતાં ન થાકયો,
પૂરવ્હેતી સરિતાઓ તરતાં ન થાકયો,
અપાર સાગરના જલકાંઠે ન થાકયો,
એ થાકયો હું આ રણકાંઠડલે.

અર્જમન્દ બાનૂ : ન થાકે, કદી યે ન થાકે:
મ્હારો ખુર્રમ ઇતિહાસ વીસર્યો છે,
નહિ તો લગીરે ય ન થાકે
ઇતિહાસયશસ્વી આ રણચોકમાં.

શાહજહાન : એટલે ? બાનૂ !

અર્જમન્દ બાનૂ : આ મહારણમાં આવ્યા જવલ્લાઓ,
ને રણમાંથી સિધાવ્યા યે જવલ્લાઓ;
પણ આવીને સિધાવ્યા જે વિરલાઓ,
જઇને ત્હેમણે જીત્યાં છે જગતને.
એ જ ઉચ્ચારે છે શંખનાદે,
સાંભળ, આ સમીરણોનો ઘોર.

શાહજહાન : સંભળાતો યે નથી, સ્હમજાતો યે નથી.

અર્જમન્દ બાનૂ : દાદાજાનનો જન્મોત્સવ ઉજવાયો હતો
મહારણની આ રેતીમાં.
કસ્તૂરીના મૃગકોષ ફોડી ફોડી
હુમાયુનશાહે કીધું'તું અમીરોને લહાણું.
આજે આલમભરમાં મ્હેકી રહી છે
અકબરશાહના અમ્મર યશની કસ્તૂરી.
ને મેવાડનો મહારાણો પ્રતાપ !
ઉદયપુરના સરોવરતીર મ્હેલ્યા.
સિંહને સંઘરી ન શકયો
કોમલમેરનો યે ગિરિદુર્ગ.
આરાવલ્લીની ઉંડેરી ગુફાઓ યે
એકાન્તની ન રહી; રણમાં આવ્યો,

ને રણુસિંહાસનેથી પાછો પરવર્યો
શિશોદિયાઓના મેવાડને સિંહાસને.
સૌરાષ્ટ્રને સાગરતીરે ઝૂલન્તા
ચન્દ્રમૌલીનો ચન્દ્રમુગટ ઉતાર્યો,
મૂર્તિખંડકે મહામૂર્તિ ખંડીને
મૂર્તિખંડ મક્કા શરીફ મોકલ્યો,
ગઝનવીની શહેનશાહી ભેટ તરીકે.
કહે છે કે દેવ પછી ભૂત થયા.
ભમાવી ભમાવી ભૂલો પાડ્યો
વેળુની આ ભૂલભૂલામણીઓમાં.
ત્હો યે પન્થભૂલ્યો ગઝનવીશાહ
ગઝનવી ર્‌હોંચ્યો જયડંકે.
એ આ થરપારકરનાં મહારણ.
કોઈક જ આવશે આંહી,
કોઈક જ જશે અહિંયાંથીઃ
આવીને જશે તે જીતશે.
શાહઝાદો શાહાજહાન તો મ્હારો
સરજાયેલો છે જહાનનો શાહ થવાને.

**શાહજહાન :** ( શમશેર ઉપર હાથ મૂકીને )
મ્હારી સિંહણુ ! ત્હારો સિંહ ત્હારે
પગલાં પાછાં વાળે છે.
દેહ્‌લીઆગ્રા હમણાંકા નથી દીઠાં,
રાજમહેલમાંથી દેશવટે છે રાજકુમાર.
ઝંખું છું દર્શન શહેનશાહતનાં એ રાજતીર્થોનાં.

એંચું છું સમરાંગણની સમશેર;
ચ્હડાવું છું બ્રહ્માસ્ત્રનું મહાચાપ.
અફૂટ આણ આપ્યાં કરજે ખુર્રમને.

( બે રાજપૂત દૂતને લેઈ એક સરદાર આવે છે. )

**રાજપૂત દૂત :** મહારાણાના જવાર છે શાહજાદાને.

**શાહજહાન :** સલામ, મ્હારી યે સહ સલામ
આરાવલ્લીના એ સિંહરાજને.
મહારાણાજીના આરોગ્યરંગ—

**રાજપૂત દૂત :** મૃત્યુશય્યામાં છે મહારાણાજી;
એકલિંગીજીનાં તેડાં આવ્યાં છે.
પણ મહારાણાને મૃત્યુ શાં ?
જતાં જતાં જોવા છે શાહજાદાને.
ફરમાવ્યું છે મેવાડનાં રિસામણાં મટાડો,
આરાવલ્લીનું શિખર, કોતર કે સરોવર
શાહજાદા માગે તે ત્હેમનુંઃ
ને માંડે ત્હાં બાદશાહી પાટનગરી.
કુમાર કરણભાએ કહાવ્યું છે કે
દેહ્લીને સિંહાસને હારે બેઠા હો;
તે શાહી રાજમહેલ બન્ધાવીશું,
ને સ્થાપીશું મંહી સિંહાસનઃ
ને સોહીશું સૂરજ ને ચન્દ્ર.
મેવાડમાં મસ્જીદ ન હોયઃ
મસ્જીદે જોઇશે તો માંડીશું.

શમશેરોની ઘટા ગૂંથાય,
ભાલાની વીજળીઓ ઝબૂકે,
આભલાં આભલાંથી અથડાય
ને કાટકા ગગનગુફામાં ગાજે:
ત્હો યે મેઘના મહિમા ને ગૌરવ એક.
ભાઇ કીધા તે ભેળીડા ને ભાગિયા:
બાદશાહ ને મહારાણોજી એમ એક.
જીતાયેલા મેવાડનાં ઓછાં જાળવ્યાં છે ?
ચાલો મહારાણાની મહેમાનીએ.

( શાહજહાન દિલ ઝુર્યો છે, અર્જુમન્દ બાનુ ભણી નિહાળે છે. )

ને છેલ્લું વેણ મોકલ્યું છે મહારાણે:
‘ પાઘના અદલાબદલા કીધા,
ને બાન્ધવ થયા છો:
એ બેલડીને વિસારશો ? ’

**શાહજહાન :** ભૂલ્યો નથી, સલુંબરાજી !
મેવાડના મહારાણાને ને ત્હમને ભુલાય ?
પડતા વજ્ર શી ત્હમે સાંગ ફેંકી;
સમશેર મારી મ્હેં માર્ગ વાળ્યો ત્હેનો:
પણ જતાં જતાં મ્હારૂં ખડ્ગ ભાગીને ગયું.
આપણે બન્ને ય નિઃશસ્ત્ર થયા.
પછી કીધી ઢાલની ગદાઓ,
ને ગદાયુદ્ધ ખેલ્યા આપણે.
ભૂલ્યાં કેમ ભૂલાય શૂરનાં એ સ્મરણાં ?

સલુંબરાજી : તો 'હા' ભણો ભલા થઈ.
'ના' લેવા નથી મોકલ્યા આટલે.
ને 'ના' હોયે નહિ
સંગ્રામ કે સુવાણનાં રાણાનાં ન્હોતરાંને.
શાહજહાન : ધરતી ઉપર દેવ હોય
તો મેવાડના રાજપુત્રો છે.
કુંવર ભીમના શોણિતફૂવારાથી
કાલે છંટાયા છે અમ બખ્તરિયા વાઘાઃ
ને આજે ન્હોતરો છો મહેમાનીએ.
સલુંબરાજી : એ તો શૂરાની સદ્‌ગતિ થઈ.
કુંવર ભીમનો પાળિયો
શાહઝાદાને હાથે મંડાવીશું.
ઉઠો, ભા ! ખોટીપો ખોટો છે.
રાણોજી વાટ જૂવે છે શાહઝાદાની.
શાહજહાન : આરાવલ્લીને શિખરેથી
બોલાવે છે શિશોદિયાના દેવો.
ઘોડે પાખર નાંખો, ખાનસાહેબ !
છાવણી સંકેલાવો, સલુંબરાજી !
( સલુંબરાજી ને સરદાર છાણીમાં સિધાવે છે. )
અર્જમન્દ ! નિહાળી રાજપુત્રોની ખાનદાની ?
અર્જમન્દબાનૂ: દુશ્મને દાનેશમન્દા હજો સદા.
( ધૂમડી ધૂમતો ધૂમતો રણવંટોળ આવે છેઃ શાહઝાદાને ને ખાનઝાદીને ધરતીકણોથી વધાવી જગતધૂમતો ધૂમતો રણમાં પરવરે છે. )
ખુર્‌રમ ! ભાગ્યચક્ર પલટાયું ત્હારૂં.

—•—

## પ્રવેશ ત્રીજો

### સિન્ધુપટમાં મહાસૈન્યની વ્યૂહરચના



( ભારતભૂમિની મંથાવટીની કોર સરિખડા સિન્ધુનદનો પટ પથરાયેલો છે. કાંઠાની કાળકારમી ભેખડ ઉપર બાદશાહી છાવણીના નગરશળિયામણા ડેરાતંબૂ ખેંચેલા છે; નદપટમાં અટકઓળંગતી મુગલાઈની મહાસેના સજ્જ થઇ ખડી છે. ઊંડાં ને ઘેરાં નદીનાં નીર આગે વહે છે; પાછળ સિંહગુફાઓ શાં વાંધાં મુખ ઉઘાડી ઉભાં છે. જલ ઉપર અજગર સમો હોડીપૂલ ઝૂલે છે, ને ત્હાં સેનાનીઓની ઠઠ જામેલી છે.

ટોપકવચ ધારી વીરવેશે સિપેહસાલાર મહાબતખાન સરદારમંડલી વચ્ચે ખડો છે: ત્હેનો વીજપંખાળો ઘોડો ઝાલી નઝદીકમાં નોકર ઉભો છે.

સિન્ધુના હૃદયપટમાં બાદશાહી રણુંવજ, ઉંચો ને એકાકી, આભ માપતા જેવો, ફરફરતો હોય છે. )

**મહાબત** : હિન્દનો પરમેશ્વરી કોટ તે સિન્ધુનદ.
થરસોહન્ત ઓ સરદારો !
મુગલાઇના એવા ત્હમે દુર્ગ છો.
સિન્ધુથી સાગર સૂધીની સહુ સરિતાઓમાં
જંગજીતતી સમશેરો ત્હમે ધોઈ છે.
કાબૂલ ને કન્દહાર તો
કલન્દર બાદશાહનાં છે સિંહાસન;
કલન્દરશાહનાં બાદશાહી સન્તાનોથી
પરહાથમાં એ કેમ સહેવાય ?

સિન્ધુની રેતી ને નીર ઉપરના
અલોપ અક્ષરો ઉકલે તો વાંચો;
જગતજીતતી સિકન્દરશાહની સેનાના,
ઉત્સાહઉછળતા એશિયાના વાઘ બાબરશાહના
મ્હી જયમન્ત્રો માંડેલા છે.
મુગલ સલ્તનતનો પાયો કાબુલગાન્ધાર.
દીઠા છે કોઇએ કદી
પાયા વિનાના રાજમહેલ?
જાવ, ને રોપો રણનો જયઝુંડો
કાબૂલકન્દહારના રાજદુર્ગો ઉપર.

( કેટલાક સરદારો પોતપોતાની હરોલ ભણી સિધાવે છે; જળઘોડા સરિખડાં ઉછળતાં ઘોડકાંઓમાં બેસી સિન્ધુને સ્હામે પારથી વરૂ જેવા કેટલાક પર્વતવાસી સરદારો આવે છે. સિપેહસાલારને સલામ ભરી નઝદીક ફરતા ઉભે છે. )

**મહાબત** : બાદશાહને ઇસ્તિકબાલ લેવા
આવ્યા હશો? ગિરિવરના ગરૂડો!
**મુખી સરદાર**: બાદશાહને ઇસ્તિકબાલે, જંગબહાદુર!
**મહાબત** : આવજો! શી છે કથા ખૈબરઘાટની?
**એક સરદાર** : સારી સલ્તનતના સિપેહસાલાર!
પૃથ્વી મંડાણી ત્ય્હારે મંડાયાં હતાં
એવા જ ઉભા છે આજે ય તે
ખૈબરઘાટના પહાડો.
અમને ને વટેમાર્ગુને નિરખે છે
અવધૂત શા અવધૂતની આંખડીએ.
અમારા જ સરિખડા છે એ

અજડ ને અણઘડ ને વિકરાળ.
મંહી છે વરૂઓના વાસ.
શિખરશિખરે બેઠેલા છે વાઘ
ગુફાઓ જેવાં ગામડાંઓની બોડમાં.

**મહાબત :** જવહ્રા જ જીતી કાબૂલને જીરવશે.
પણ મુગલાઈ જવહ્રાઓની છે.
પર્વતોમાં શિકારને ઘેરો છો
એમ ઘેરજો અફઘાનના દુર્ગ.

**મુખીસરદાર :** એમ જ ઘેરીશું શિકારને.

**મહાબત :** ( સમીપના રાજપૂત સરદારો ભણી વળીને )
રાજપુત્રો! બ્રહ્માવર્તે કુરૂક્ષેત્રમાં
કૌરવપાંડવનાં દળ ઘેરાણાં'તાં:
વીસર્યા તો નથી ને
એ વીરોનાં વીરત્વ?
ગાન્ધારીના પિતાનો હતો ગાન્ધાર દેશ.
ચન્દ્રવંશીઓને તો છે ત્‍્હાં
મામાના મોસાળનો દાવો.
ને જ્‍્હાં જ્‍્હાં સૂરજ અજવાળે
ત્‍્હાં ત્‍્હાં હોય સૂરજવંશીની સમશેરછાંયડી.
ક્ષત્રિયો! ક્ષત્રિયવટ ત્‍્હાં ખેલજો.

( ઉડતા પંખી જેવો એક દૂત આવે છે; સિપેહસાલારના સોહહસ્તમાં એક ચીઠ્ઠી આપે છે, ઉડતો અદ્રશ્ય થાય છે. )

( ચીઠ્ઠી વાંચીને સ્વગત )

એક જ અક્ષરઃ 'ચેતજો.'
કોના હશે એ હસ્તાક્ષર?
ખાન આઝમ આસફ્ખાન લખે છે
આવા મોતીના દાણા શા હરફો.
પરવીઝ મોતના ખોળે પોઢયોઃ
સુલતાન ખુર્‌રમ! ત્હારા હાથે લાંબા
ને અણદીઠા ચાલે છે, હો!
હવે રહી શાહજહાન ને શહરિયારની
સિંહાસન કાજે વઢતી ચાર આંખો.
બાદશાહની બહુ તો જીવનઅવધી
હકીમજી માંડે છે છ માસની.
ખાન આઝમ સ્હમજે છે ફોગટ છે
આ સંહાર ને બળવાના શ્રમ બધા.
દેહનું ચેતન છે પ્રાણઃ
એમ શાહખાનૂનું ચૈતન્ય છે બાદશાહ.
પિતાના ડહાપણના વારસ
એ દૂરઅન્દેશનો સાચો યે હોય
પ્રારબ્ધના પડદા પાછળનો દૃષ્ટિપાત.
—ને ખાને હદ કરે છે હવે તોઃ
ક્ષત્રિયપુત્રને રણમાં ચેતવે છે!
મ્હારું રણશીંગડું સાંભળશો
તો ને ત્સ્હારે રાજપૂત હરોળો
સૈન્ધુજલ ઓળંગવાની છે ને?
સાબૂત રહો જંગજયવન્તી મ્હારી સમશેર.

( રાજપૂત વીરત્વની ખંતમાંથી ચીહી ચીરીને કટકા વેણુમાં વેરે છે. કેટલાક પર્વતવીરો સેનામાં જાય છે, મુખી સરદાર ને કેટલાક સિપેહસાલારની સંગાથે રહે છે.

ગંભીર શબ્દે ગાજંતા બાદશાહી કુચકદમનો જયડંકો એવે ગડગડે છે. હાથી ઉપર ફરફરતો કામૂલ સિધાવંતા બાદશાહી ઝુંડો સિન્ધુનદની ભેખડેથી પટમાં ઉતરે છે. રત્નજડી જરિયાનની ઝૂલોમાં ઝૂલન્તા સોનાબખ્તરિયા બે ગજરાજો ઉપર બાદશાહ ને બાદશાહબેગમ સિન્ધુનદના વેણુગાલીચા ઉપર ઉતરે છે. )

**મહાબત** : તીરંદાઝો ને તોપચીઓ
હોડીપૂલ ઉતરી રહામે તીરે ચ્હડયા.
ગોલંદાઝો હોડીઓ ઉપર ડોલે છે,
પોતાના શિરપેચની કલગીઓ સમોવડા.
બાદશાહ ને બાદશાહબેગમ પણ
પધાર્યાં સનાતન સિન્ધુપટમાં.

( સિપેહસાલાર ખુદ રણશીંગડું વગાડે છે. આકાશફોડતો **स शब्द स्तुमुलोऽभवत्**. સિન્ધુનાં જલ ડોલાવન્તો સિન્ધુડા રાગનો, સિન્ધુના કોતરોમાં પડઘા પાડતો, રાજપુત્ર સિપેહસાલારના રણશીંગડાનો મહાશબ્દ અન્તરિક્ષમાં ગાજી ઉઠે છે. બન્ને તીરનું મુગલાઇનું મહાદળ હલમલી રહે છે. રાજપૂત સેનાની પહેલી હરોળ હોડીપૂલ ઉપર પાય માંડે છે.)

બખ્તરીયો ઘોડો લાવ.

( વજ્રસિંહાસન સરિખડો બખ્તરિયો ઘોડો લેઇને સિપાહી સન્મુખ આવે છે. ડાબે હાથે લગામ પકડી ડાબો પાય પેંગડામાં ધરવા સિપેહસાલાર ઉપાડે છે ત્ય્હાં તો સહસા જામતી મેઘગર્જના સમોવડી બાદશાહી સંગ્રામનૌબત અઘોર શબ્દે ગરગડે છે, ને સિંહના પ્રલંબાવેલા

હુંકાર સરિખડું બાદશાહી રણશીંગડું ધારે છે. અણચિન્તવ્યા એ ભેરીનાદથી મહાબતખાન ચમકે છે. ગિરિસરદારો નજદીક આવે છે. )

**મહાબત :** શેનો એ શોર ? સરદારો !
—ને પેલો હોડીપૂલ ! સળગ્યો–ભાગ્યો:
મ્હણે રાજપૂત સેનાની પાછળ.

( રાજપૂત સેનાએ વટાવેલો સિન્ધુજલ ઉપરનો હોડીપૂલ હવાઈના સાંઠા શો સળગી ઉઠે છે, કાળના અજગરે ફેર મરડ્યા શો ભાગી પડે છે )

છળ, કપટ, પ્રપંચ—

( બાદશાહી ગજરાજો ફરતી ગિરિસેનાનીઓની સેના ગઢ માંડી ઘેરી ઉભે છે. ને એ ભણીથી એક ઘોડેસ્વાર સિપેહસાલાર તરફ પંખીવેગે આવે છે. )

**ઘોડેસ્વાર :** નથી એ હિન્દુ, નથી મુસલમીન.
પકડો પાદશાહના એ દુશ્મનને,
મુસલમીન વેશધારી એ હિન્દુને.
એને હિન્દુ સલ્તનત સ્થાપવી છે.

**મહાબત :** ( સ્વગત ) ઉલટીસુલટી થઈ ગઈ રાજરમત.

( તેજબાણ સમી સમશેરો ખેંચી ગિરિસરદારો સિપેહસાલારને ઘેરી વળે છે; વીજપંખાળે ઘોડીલે મહાબતખાન સવાર થાય છે; સો-સો જંગ જીતેલી તેગ ખેંચી ચાર ગિરિસરદારોને કાપે છે; ને ઉડતા ગરુડરાજ શા ઉડી જાય છે. જતાં જતાં )

ઝીન્દગીની બાઝી બદલાઈ ગઈ:
મામલો વિખેરાઈ ગયો.

આંધી ચડી'તી, આથમી ગઇ.
હા, હું જાઉં છું; ત્ય્હાં; મ્હારે વતન;
મેવાડના મહારાણાજીની મહેમાનીએ:
ભવિષ્યનો બાદશાહ ત્ય્હાં છે.
સુલતાન પરવીઝ પૃથ્વીપાટેથી પરવર્યા.
વૃદ્ધ રીંછ મલીક અંબર જતાં
દક્ષિણની ગુફાઓ યે સૂની પડી.
શાહરિયારનું લીધું છે વારસાફરમાન,
પણ શાહબાનૂ! ધૂમાડાનું ઘમંડળ છે એ,
પાણીમાંના પરપોટા છે એ અભિલાષ.
સલ્તનતના શાહાનશાહ જહાંગીરશાહમાં
અડધી હિન્દુ શહેનશાહત તો સ્થપાઇ.
બાદશાહબેગમ નૂરજહાન!
તે સુન્દરી નથી, સિંહણ છે;
તું દેવાંગના નથી, વાઘેશ્વરી છે.

( આડા ફરેલા બીજા બે ગિરિસરદારોને એક જ ભાલામાં પરોવી આપફ્ટ્યા તીરની પેઠે પલકમાં અલોપ થાય છે.

બાદશાહી વાવટો ફરકાવતા રતનઝૂલો ઓઢેલા મદભર ડોલન્તા ગજરાજે ઉપર વિરાજેલાં જહાંગીરશાહ ને બાદશાહબેગમ નૂરજહાન પધારે છે. )

**નૂરજહાન** : ( સુવર્ણસોહન્તા હાથીહોદામાં રત્નખચિત ધ્વજદંડ શી ઉભી ઉભી )

સજ્જ સજો, સેનાનીઓ!
કૂચ કરો, જઇને જલતીરે ઉભો.

તોપચીઓ ! ચિનગારીઓ ચાંપો;
તિરંદાઝ ! તીરઝડીઓ વરસાવો ;
ગોલંદાઝો ગોળીઓ છોડો સ્હામે કાંઠે,
કશાના તોફાન સમોવડી.
પર્વતશિખરેથી બાઝ ઝડપે,
એમ ઝડપો સિપેહસાલારના સરદારોને.
હિન્દનો બાદશાહ નિરખે છે
આજે ત્હમારા વીરત્વની વાર્તા.

**જહાંગીર :** સ્હામસ્હામા વંટોળ અથડાય
એવું મચ્યું છે ન્હાનકડું આ ઘમસાણ.
હિંદનો બાદશાહ આજે છૂટયો,
સૌન્દર્યનાં દેવીના દિલપીંજરમાં
સદાનો બન્દી થઈ પૂરાવાને કાજ.
નૂર ! આ વેળુમાં સિકન્દરશાહ ઘૂમતો.
તું યે સુન્દરીઓમાં સિકન્દર છે:
સુન્દર છે ત્હેવી જંગબહાદૂર છે.

**નૂરજહાન :** જહાંગીર બાદશાહનું વીરત્વ
મ્હેં યે પીધું છે ને ?
મ્હારી આતમવાડીના શાહાનશાહ !
હૈયામાં ઈરાનનું અમીરી લોહી છે;
કાબૂલીસ્તાનના પર્વતરાજના સમીરણોએ
પંખો નાંખ્યો હતો બાલાપણમાં.
—જાવ, સરદારો ! જાવ,
રાજપૂત સેનાનો દુર્ગ ભેદો.

( પવનપંખાળા ગીધરાજ જેવા, પર્વતના પવનરાજ સરિખડા ગિરિસરદારો દિશાદિશામાં વેરાઇ જાય છે. સુભટોની એક રાજપૂત ટૂકડી ઢાલોનો કોટ કરી ઉભી હતી તે ત્ય્હાં જ કપાઈ ઢગલો થઈ પડે છે. )

**જહાંગીર :** શાહબાશ, નૂરે જહાન ! જંગના જ્વાલામુખી !
ભારતીય સામ્રાજ્યના મહાસૈન્યની
સામ્રાજ્ઞી છે આજ સેનાધિપતિણી.

( દુરસ્તઅન્દાઝ નામની બન્દૂક બાદશાહબેગમ ફોડે છે, જંગ વિરામે છે; આ કાંઠાના સહુ સેનાનીઓની ભરતી બાદશાહી ગજરાજને ફરતી ઉછળતી આવે છે )

**પર્વતવાસી** } : જય ઇસ્પહાનની ઉમરાવઝાદીનો !
**મુખી સરદાર** } : જય બાદશાહબેગમનો.

**નૂરજહાન :** ( સૂર્યતેજમાં ઝળહળતી અંબાડીમાં સામ્રાજ્યધ્વજ શી ફરફરતી )

જય ભારતના સુભાગ્યનો !
શાહ્બાશ, મ્હારા શૂરવીરો !
ગિરિવાઘોએ બાદશાહને આઝાદી બક્ષી.
સિન્ધુનાં જલપૂરના જેવી
ત્હમારી ભરતી ભરેલી આવી ;
શાહી દુશ્મનોને ડૂબાડયા,
બાદશાહી કિશ્તીને તારી લીધી.
શહેનશાહતના ઓ દરવાનો !
હિન્દના ગિરિબૂરજાળા દરવાઝા
સાચવ્યા છો એમ સાચવજો સદા.
કોક જ ભેદી ઉતરશે એ ગિરિઘાટોને.

એ ગિરિજાગીર છે ગિરિવ્યાઘ્રોની,
ને यावत् चन्द्रदिवाकरौ ત્હમારી રહેશે.
બાદશાહી ફરમાન છે વંશપરંપરાનું :
કોઇ કાંઈ ખંડણી નહિ માગે.
આજે પડાવ અંહી જ ઢાળો,
સિન્ધુનાં સનાતન જલને ઘાટ.
ચાલો પછી, સંચરો કાબૂલ ઉપર :
ખૈબરનો અઘોર વજ્રઘાટ ઓળંગી
પેલી પાર દ્રાક્ષના માંડવાઓમાં.

( વેરાતાં વાદળદળ સરિખડા સેનાનીઓ સિન્ધુપટમાં વેરાવા માંડે છે; પડાવ માંડવા માંડે છે.

બાદશાહ ને બાદશાહબેગમ ગજરાજો ઉપરથી ઉતરે છે. )

**જહાંગીર :** નૂરજહાન નામ આજ સાર્થક કીધું.
નૂર ! સરજનહારે ત્હને જ
શાહાનશાહ સરજી હોત તો ?
મ્હોરી-પ્રફુલ્લેલી મુગલાઈની
નૂરજહાન ! આજે તું જ છે બાદશાહણ:
લે, પ્હેર આ શાહાનશાહી મુગટ.

( સકલ સૈન્યસમૂદાયની વચ્ચે ઢળકતી વેલી જેવી બાદશાહબેગમ બાદશાહની સમીપે ઘૂંટણિયે પડે છે; પોતાનો શહેનશાહી મુગટ ઉતારી શાહાનશાહ જહાંગીરશાહ શહેનશાહબાનૂને શિરે ધરાવે છે. ને સૌભાગ્યદેશને છત્રે કેશકલાપની સેંથીમાં પ્રેમચુંબનના આશીર્વાદ આપે છે. )

તૂ મન શવી, મન તૂ શદમ્:

**નૂરજહાન :** તૂ મોજમ્ દમ્, યકદિલ્ શવિમ્.

**જહાંગીર :** ઇશ્વરના એ આશીર્વાદ હો
અનન્તનાં સહુ રસદંપતિઓને.

---

## પ્રવેશ ચોથો

### ચશ્મે શાહી

—*—

( ચશ્મે શાહીનું ગિરિઝરણુ ઉછળતું-ધસમસતું-ખટખટતું વહે છે. ત્હેના તીર ઉપરના ફૂલછોડને ફૂલડે ફૂલડે એ અનામી નામને શોધતા ફકીરબાદશાહ ભટકે છે. ફૂલવનને સરોવરછેડલેથી બાદશાહબેગમનો પરિમહેલ નીલમકુંજોમાંથી ડોકિયાં કરે છે. પર્વતશિખરે પૂર્વ દિશાને પારણિયે ઉષાની પહેલી કુંકુમપગલીની રેખાઓ રમતી હોય છે. શીતલતા ને શાન્તિના ગગનમહેલમાં ફકીરબાદશાહ ઉપર પ્રભાતનાં પ્રકૃતિહાસ્ય વરસી રહ્યાં છે. )

**ફકીરબાદશાહ :** ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

( નયન સ્હામું ફૂલ ધરે છે, ફૂલની પાંખડીઓમાં લખેલી કવિતા વાંચી રહે છે.)

દિલની પાંખડીઓ ઉપર કોરેલું
ત્હારૂં એ અનામી નામ.
સૂર્યનાં કિરણો એ લખે છે,
ચન્દ્રની ચન્દ્રિકા એ ચીતરે છે હવામાં.
વિશ્વની કઇ ગુફામાં જઇને સન્તાયો છે,

ઓ અદ્દભુતસ્વરૂપી પ્રેમદેવ !
કે કોટીનયણી માનવજાત શોધે છે ત્હને
ત્ય્હારે કોકને જ લાધ છ તું ?
હિમાદ્રિમાલાની કાંગરી-કાંગરીએ
કોરેલું છે એ અનામી નામ.
હરિપર્વતને હઇડે,
ગુલમર્ગ-ખિલનમર્ગના જટાકલાપમાં
દિલ ગૂલર ને વૂલરની
દેવખેલખેલન્તી સરોવરઉર્મિઓમાં
એ આલેખેલો છે જલમન્ત્ર:
પ્રિયતમનું પરમ કલ્યાણક પ્રેમનામ.
અન્તર્ચક્ષુ ઉઘડયાં હશે
તો મીંચી આંખે યે વંચાશે એ.

( ફૂલપાંખડીઓમાં લખેલા દેવશબ્દો વળી વાંચે છે. પછી પાછી જલઝરણાં ભણી વળીને )

ચશ્મે શાહી ! ત્હારી ધારાઓ ગણવા દે.
એ ધારાઓમાં અલેફ છે:
એમાં છે મૂળાક્ષરો
મ્હારી, એની, ને જગતની જીવનકવિતાના.
ત્હારી યે પાંખ બીડી દે;
ઉતર નીચે મ્હારા ખોળામાં;
આથમતી ચન્દ્રિકામાં ઝોલાં ખાતી
ઓ ચકોરી ! ત્હારી પાંખનાં પીંછાંમાં છે

જગતની એ પવિત્રતાનું નામ.
કાશ્મીરની કુંજ-નિકુંજના પુષ્પેપલ્લવે
પ્રેમ ! ત્હારૂં જ નામ માંડેલું છે.
કહેશો કોઇ, કેસર એ શું છે ?
ફૂલનાં દિલ મંહીની જ્વાલાની રેખ.
નહી તો આભરંગી ફૂલપ્યાલાઓમાં
અગ્નિરંગી એ કિરણલેખાઓ ક્‌હાંથી ?
શંકરાચાર્યે ગાયું **ललाटे काश्मीरम्.**
કાશ્મીર એટલે ફૂલડાંનાં દિલમાંની દાઝ,
હૈયામાંના વહ્નિની વરાળ.

અનામી નામ ત્હારૂં, અનામી નામ ત્હારૂં:
લાગ્યું આકાશઅવનીમાં અનામી નામ ત્હારૂં:
હો ! અનામી નામ ત્હારૂં.
ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

ગિરિકન્દરાનાં ઊંડાણો નીતરી નીતરીને
દિલ સરોવર ભરાય છે
ને લહરે છે જલલહરીઓ.
એ જલતરંગે નાચન્તા આ શિકારાઓ !
પ્રેમપદારથ ભરી ભરીને
જગતબાઝારોમાં વેચવાને જાઓ છો ?
મેઘમાલાનાં તોરણ નીચે ઉભેલા
ઓ પૃથ્વીવૃદ્ધ કલન્દર હરિપર્વત !
સુણજે, સંભારજે, ને અશ્રુ સારજે-

ત્હારે ચરણે ઢળી-ઉછળતી જલલહરીઓની
રસકવિતાઓના ગેબી બોલ.

જગતની જાહ્નવીને નીર અનામી નામ ત્હારૂં;
શશીમુખડે, સૂરજલ્હડે અનામી નામ ત્હારૂં;
એ અનામી નામ ત્હારૂં.
ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

ચન્દનીમાં ન્હાતી આ ફૂલવેલી !
ત્હારા પલ્લવની ગાલપાંદડીએ
જલકણનાં મણિઓ સોહાય છે.
ઘડીકના છે એ સોહાગ.
ખરી પડશે, અલોપ થશે અનાધારમાં-ક્ય્હાંક.
મ્હારા યે જીવનની આંખડીએ પાંખડીએ
ઉગ્યાં હતાં એવાં મણિઓ :
ઓસનાં ટીપાંની પેઠે એ ખરી પડ્યાં.

( આભના સાગરમાં ઊંડેરૂં નિરખીને )

ફૂલોનાં કોમળાં હૈયે અનામી નામ ત્હારૂં :
ગિરિની વજ્રછાતીમાં અનામી નામ ત્હારૂં :
ગગનઘુમ્મટની કોરે એ અનામી નામ ત્હારૂં.
ઢૂંઢું છું ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારૂં.

હા ! પ્રેમ એ શું છે ?-ને શું શું નથી ?
ચકોર શોધે છે એને અન્તરિક્ષમાં,
હું શોધું છું એને ધરતી ઉપર.
પ્રેમ પૃથ્વી ઉપર છે ? કે આસ્માનમાં ?

બ્રહ્માંડભરમાં બ્રહ્મ વિરાજે છે :
કેટલાએ ઓળખ્યો ? પારખ્યો ?
કે વ્યાખ્યા કરી વર્ણવ્યો એ વાણીપરને ?
વિશ્વકાંઠા ભરી એમ પ્રેમ ઉછળે છે :
કોણ ઓળખશે ? પારખશે ?
કે વ્યાખ્યા કથશે એ વ્યાખ્યાપરની ?

( નિશ્વાસ નાંખી પૃથ્વી ઉપર નજર ઢાળે છે. )

મહાજલના મહોદધિ માંહિ ઉછળે એક સૂનકાર :
ભર્યું બ્રહ્માંડ ભરચક, ત્હો ય ઉછળે ત્હાં ય સૂનકાર.

સૂનકાર ! સૂનકાર ! સૂનકાર !
અનવધિ બ્રહ્માંડભરમાં સૂનકાર !
ચન્દ્રવિહોણી જેવી રજની.
પ્રેમવિહોણું એવું જીવન.
પ્રભાત ઉગે છે, સન્ધ્યા આથમે છે:
આયુષ્યભર શોધી અને શોધીશ.
પૃથ્વી ઉપર ઉડી એ પ્રેમપંખિણી,
ને જઈને બેઠી નન્દનવનને ગોખ.
મ્હારૂં આયુષ્ય એની એક નિમાઝ છે,
મ્હારી કવિતા એની એક બાંગ છે,
વિશ્વની આ વિશાલ મસ્જિદમાં.

( ઉષાની મૂર્તિ જેવી, પ્રેમની પૂતળી સમી, ઉત્સવવસ્ત્રોમાં સજ્જ દેહલીઆગ્રાની બાદશાહબેગમ નૂરજહાન જીવનસંગમનું ગીત ગાતી ચશ્મેશાહીનાં ઝરણફુલડાંમાં પધારે છે. )

**નૂરજહાન :** જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રમાયઃ
હો ! જીવન જીવનમાં ઢોળાય.
જગને આરે પ્રેમપંખીના વિ.

**ફકીર બાદશાહ:** એમ નહીં, ઓ છાયાસુન્દરી !
આવ; શીખવાં છે પ્રણયરહસ્ય ?
ત્‍હારે આમ ગા, ઓ પ્રેમહાથિણી !

રસને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય;
આયુષ્યભરના આત્મઆત્મના રસના રાસ રચાયઃ
હો ! આત્મન્ આત્મન્‌માં ઢોળાયઃ
રસને આરે પ્રેમપંખીના વિ.

ભલે નારી હો, ભૂલકણુ નર હો;
ચકવા—ચકવી વિરહી ભલે હો;
બે ય સુપર્ણા સયુજા સખાઓ એક ડાળ સોહાયઃ
હૃદયના અમર ઉત્સવો ગાયઃ
રસને આરે પ્રેમપંખીના વિ.

**નૂરજહાન :** એ તો ખરૂં, ફકીર બાદશાહ !
પણ—

ગંગોત્રીથી ગંગા પ્રગટી જલલહરે લહરાય;
જમનોત્રીથી જમના જન્મી કંઈ કંઈ વમળે વ્હાયઃ
પ્રયાગતીર્થે પુણ્યજલોનાં પૂરમાં પૂર પ્રોવાયઃ
પુણ્યોદકના જીવનસંગમે પૃથ્વી પાવન થાયઃ
જીવનનાં અદ્‌ભુત ગીત ગવાયઃ

ધરતીને ખોળે સ્વર્ગ સ્થપાય;
જીવનનાં જયનાં ગીત રચાય.
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રમાય:
જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.

( ફકીરબાદશાહ સમીપે સંચરી વન્દન વન્દીને )

પરિમહેલે સૂના છે, સાંઇપાદશાહ !

**ફકીર બાદશાહ:** શહેનશાહ ને શહેનશાહણ વિનાના
સૂના છે દેહ્લીઆગ્રાના રાજમહેલો ય તે
પરીઓ નથી રહી પૃથ્વીપડમાં હવે.
બુલબુલો ઉડી ગયાં, પરન્દાં રહ્યાં.
કલન્દરો સફરે સિધાવ્યા--શોધમાં.

**નૂરજહાન :** રસમસ્તોના શાહ હાફીઝની પાછળ પાછળ.

**ફકીર બાદશાહ:** મા ઉચ્ચાર એ અદૃશ્યની જીભનું નામ.
ગેબના દરવાઝા ખોલનારી એ સીતારી.
ગગનની ગહનતાનો એ ફિરિસ્તો હતો.

**નૂરજહાન :** એ ગેબમાં નિરખી-નિરખીને
ઘેલા થયા લાગો છો.
કેટકેટલીક વાર ભણી ગયા એ દીવાન ?
ક્હે છે કે એકસો ને એક વાર વાંચે
ત્હેને પ્રગટે રસમસ્તીનાં વાવાઝોડાં,
ને અક્કલનો ચિરાઘ બૂઝાઇ જાય.
વર્ષે વર્ષે પારાયણ કરૂં છું હું
જગમસ્તાનોના એ પરમ રસશાસ્ત્રની.

આલમનું માનવી–માનવી પીએ છે
ઈરાનની કવિતાનો એ દ્રાક્ષાસવ.
પરણેલા કોકે જ એ નથી પીધે.

ફકીર બાદશાહ : શહેનશાહણ શું શોધ છ
દીવાને હાફીઝમાં ? કે કાશ્મીરની કુંજોમાં ?

નૂરજહાન : જીવનના કોયડાનો ઉત્તર.
એક ને અદ્વિતીય એ,
કલન્દરી ને બાદશાહીથી પર,
જીવનમહેલની ખૂદાઇ ચાવી,
પ્રેમ, સાંઇબાદશાહ ! પ્રેમ.
સારી મુગલાઇની જાહોજલાલી સમર્પું.---

ફકીર બાદશાહ : પ્રેમ નહિ, વિલાસ શોધ છ, છાયાસુન્દરી !
પતંગ ને શમેઅ્ વાતો કરતાં'તાં ;
ગુલ ને બુલબુલે ગુફ્તગો માંડી'તી ;
સાંભળી છે એ ગેબની વાતો ?
શહેનશાહણ ! તું શોધ છ હજી,
પામી નથી એ.
અમૃતની તૃષા છે, પીધું નથી ;
આત્માની ભૂખ ભાગી નથી.
માણ્યે મોહ ઉતર્યા છે કોઈના ?
ભોગવ્યે તૃપ્તિ થઈ કોઈને ?
એ જાહોજલાલીને જલાવી દે,
એની ખાખ ઘોળીને પી જા.
પ્રેમ હતો બાબર બાદશાહને

હુમાયુન શાહઝાદાને કાજ:
પ્રેમ હતો મનસૂરને ખુદા તાઆલાનો:
જીવન હોમ્યાં એમણે પ્રેમયજ્ઞમાં.
હમારા તો વૈભવ છે–વિલાસ છે.
લક્ષ્મીઉછાળ વૈભવો સુખ હોત
તો ફકીરોનાં સુખને કોણ પારખત ?
બાદશાહી વિલાસો પ્રેમ હોત
તો ગરીબોના પ્રેમને કોણ પિછાનત ?

**નૂરજહાન** : ને વિલાસ એ પ્રેમ નથી શું ?

**ફકીર બાદશાહ** : વસ્ત્રો ને અલંકારમાં
સુન્દરીની સુન્દરતા છે
એટલો વિલાસમાં છે પ્રેમ.

**નૂરજહાન** : વિલાસ એટલે પ્રેમની ભાષા:
આંખડીઓ ને અંગઅંગોએ ઉદ્ગારેલાં
અબોલ ઉરનાં એ વાણીપર પ્રેમગીતો.

**ફકીર બાદશાહ** : કોઇ ગીતે ત્હારા ઉરભાવ ગાયા પૂરા ?
ગીત ગાય છે, પણ આછું–આછું:
વાણી ઉચ્ચારે છે, પણ અધૂરૂં.
ભાષા બોલે છે ને સન્તાડે છે:
સુન્દરીના સાળુની પેઠમ.
ચન્દ્ર ઉપર વાદળાં લટકે છે:
ચન્દ્ર સોહાય, પણ ઢંકાય.
વિલાસ એટલે, શહેનશાહણ !
ઢંકાયેલાં લજ્જાયેલાં, દેખાતાં–ન દેખાતાં,

પાંદડીઓમાં ફૂલ ઝૂલે છે એવાં,
પ્રેમસુગન્ધનાં રસપલ્લવોઃ રસ નહિ.
નિહાળો દિલના પાણીપગથારે
પેલી સૌન્દર્યની કિશ્તીઃ
મંહી સુન્દરી છે, વીણા વગાડે છે.
સાંભળ્યા એ અર્ધસ્ફુટ શબ્દો ?
દિલની વીણા એવું અર્ધસ્ફુટ બોલે છે.
ત્હારે કાજે આવે છે એ કિશ્તી.
રેશમીસોનેરી એ ઝૂલો ને ઝાલરો
દેખાડે છે, કે સન્તાડે છે ?
આસ્માનની ઝાલરો યે એવી છેઃ
તખ્તે ઈલાહીએ વિરાજતા બ્રહ્માંડરાજવીને
સૂચવે છે, સન્તાડે છે, સોહાવે છે.
સુન્દરી ! પ્રેમ એટલે આત્માના પરિમલ.

**નૂરજહાન :** સાંઈબાદશાહ ! પ્રેમ એટલે જીવન.
સ્વપ્નાં યે નહિ, મૃગજળે નહિ.
સોળે કળાના ચન્દ્રની પેઠે
આ સોળસોળ વર્ષમાં તો,
સોળપાંખડી કમળ સરિખડી,
પ્રેમજીવનની સોળે મહાતિથિઓ
ખીલી–પ્રફુલ્લી રહી છે અમારે.
આજે છે એની પૂર્ણિમાનો ઉત્સવ.
સાંઈજી ! શોધ એ પ્રેમ નથી.
મુમુક્ષુતા એ જ્ઞાન નથી.

પ્રેમ એટલે આશા નહિ,
પોકાર નહિ, જ્વાલામુખી નહિ :
વનવનને બાળતો દાવાનળ નહિ.
ઢૂંઢવું એ પ્રાપ્તિ નથી કે તૃપ્તિ નથી.

ફકીર બાદશાહ : જડ્યું હોય તે દેખાડે,
દીઠું હોય તે દાખવે.
ઝીન્દગી એટલે જ ઢૂંઢન.
સુન્દરી ! પ્રેમ એટલે
માંગ, આરઝૂ, અભિલાપ,
યુગયુગના ગાયત્રીમન્ત્રમાંની પ્રાર્થના.

નૂરજહાન : સુન્દર, રસિકડું, કવિતાનિર્ઝરતું
સાંઇજી ! પ્રેમ એટલે જીવન :
જહાંગીરશાહની જાહોજલાલી જેવું.
કવિતાની પાંખે ઉડતો નથી
એ પ્રેમ નથી ; પ્રેમાભાસ છે.
આપને મળજો આપની નૂરજહાન :
આયુષ્ય ઉજ્જ્વળ થજો, સાંઇબાદશાહ !
આશાનાં અન્તરિક્ષોમાં ઉડવાં નથી :
અમારે તો રસરમણાઓ રમવી છે.

જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.

( જીવનસંગમનું ગીત ગાતી બાદશાહણ કુંજમંડપોમાં સિધાવે છે. )

ફકીરબાદશાહ : રસને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય :
એ ય સુપર્ણા સયુજા સખાઓ એક ડાળ સોહાય :

હૃદયના અમર ઉત્સવો ગાય :
રસને આરે પ્રેમપંખીના વિ૦

પાદશાહોના વિલાસ એટલે પ્રેમ?
ક્ય્હારે ઓળખશે દેવપ્રકાશનાં પ્રેમવર્ચસ્ને
વિલાસકુંજોનાં આ વનપંખેરૂઓ?
—ગુલબદનનાં પ્રેમનામી છાયાપૂજારીઓ ?
ત્હો યે, રસજ્યોત ઓ શહેનશાહણ !
ત્હને ઝાંખી થઇ છે પ્રેમદેવની.
એટલું છે ત્હમારૂં અમરત્વ.
ચશ્મે શાહી ! તું જ બોલે છે
પ્રેમના તો સનાતન બોલ.
બોલ ને બોલજે સદા યે
એ અનામીનું નામ જગતભરમાં:
'પ્રેમ' 'પ્રેમ' 'પ્રેમ'નો પરમ ટહુકાર.
પ્રેમ-પ્રેમ-પ્રેમ એક જ છે
ત્હારા ને મ્હારા ને જગતના
જીવનની અખંડ જપમાળ.

( ફૂલપાંદડીઓમાંના દેવમન્ત્રો વળી હુકેલે છે. એક ભૂલું પડેલું ચકોર પુષ્પોમાં પોઢયું હતું ત્હેને ઝાલે છે, જગાડે છે, ને એ ચકોર સંગાથે વાતો માંડે છે. )

ચકોર ! તું અહિંયાં ક્ય્હાંથી ?
કેમ તજ્યા ત્હારા એ ગિરિવાસ ?
ફૂલડાંને ત્હેં ચન્દ્રકળીઓ જાણી ?
કે ચશ્મે શાહીની નિર્મળ સારણને

સુધાકરની સુધાસેર પરમાણી?
( ક્ષણેક વિમાસે છે. )
ચકોર? ત્હારી આંખોમાં જોવા દે.
(પાંદડી સમું પોપચું ઉઘાડે છે. )
એક–એક કીકીમંડળમાં
કેટકેટલા ચન્દ્રલોક છે?
ચન્દ્રદેવને એમ પૂરી રાખે
તો લોક ચન્દની ક્ય્હાંથી પામે?
સૂરજને સંઘરવા સૌને કોડ હોય;
સુરજને સન્તાડવા કોઈને હક નથી.
ચકોર! જા ત્હારા ચન્દ્રલોકમાં.
ત્ય્હાં છે, ત્ય્હાં ક્ય્હાંક,
ચન્દ્રલોકના ચન્દનીમહેલમાં
તું ને હું ઢૂંઢિયે છીએ તે,
ત્હારાં ને મ્હારાં પ્રેમસિંહાસન.
રસચતુરો ચેતજો, પ્રેમ અમ્મર છે,
વિલાસમુગટે મૃત્યુના પડછાયા છે.

( ચકોરને ગગનમંડળમાં ઉડાડી મૂકે છે.

આસ્માનમાં ઉષા ઉઘડે છે. નૂરજહાનના પ્રેમગીતનો ટહુકો, કુંજભરી ગાજતા કો કોકિલબોલ શો, વાદળજળમાં ને ઉષાનાં કુંકુમકિરણોમાં, જાણે રાત્રિના ઉડી જતા પાલવછેડલામાંથી નીતરતો હોય એવો, તરતો તરતો આઘેથી આવે છે. )

હો! જીવન જીવનમાં ઢોળાય:
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રચાય:
જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.
જગને આરે—

# પ્રવેશ પાંચમો

## કાશ્મીરમાં જીવનમહોત્સવ



( શાલામારના બાદશાહી બાગમાં ગુલાબજલનીંછંટતા જલફુવારા ઉડી રહ્યા છે. સ્ફાટકશિલાઓ ઉપર સોનેરી ગાલીચા ને પ્રકૃતિઉછંગ શાં ફૂલપાનનાં સિંહાસન, કેસરચન્દનના થાળ, રત્નજડિત ન્હાનકડા કટોરા ને વિશાળ શરાબદાન, વિધવિધનાં ફળ ફૂલ ને ફૂલપાંખડીઓ પડેલાં છે. ફરતી આરસશિલાઓ ઉપર સૌન્દર્યની દીવીઓ સમી રૂપવન્તી દાસીઓ ઉભેલી છે. પાછળ ગિરિઝરણના ધોધની ધારાઓ શિલાબન્ધ ઉપર થઇ ઉછળે છે, ને એ જલધોધની યે પછવાડે કુંજકમાનના ઊંડાણમાં કમલપુષ્પનો ગૂંથેલો હિન્ડોલો ડોલે છે,

વૈજયન્તી કમલમાલાઓ ને પ્રફુલ્લ કમલમુગટ ધારણ કરીને પુષ્પનાં ચરણ ચોળી ચોરસા ને ઇજાર બદન પહેરીને પરસ્પરને કર-હિન્ડોલે ડોલન્તાં નૂરજહાન ને જહાંગીર પધારે છે.

આથમતી સન્ધ્યાના સોનામોતેરી રંગો આજે આર ખીલ્યા છે. )

**દાસીઓ :** પરમ પ્રભા ઝીલનારાં !
વિરલાં છો પ્રેમી, ઓ પ્યારાં !
ઓ પ્યારાં ! ઓ પ્યારાં !
પ્રભા ઝીલનારાં !

નૂરજહાન : પ્રાણેશ ! પધારો જગતની સૌન્દર્યકુંજે.
ઝીન્દગીની જાહોજલાલીમાં ઝૂલાવી મ્હને.
દુનિયા શું દાખવશે એથી અદ્‍ભુત ?

જહાંગીર : જહાંગીરની ઓ જગત્પ્રભા !
સુન્દરીઓના ઓ સૂર્ય !
કાશ્મીરની ગિરિકુંજોમાં મ્હને
સદા યે નવયૌવન જન્મે છે.
પૃથ્વીમાંથી આ ફૂવારા ઉડે છે
એવી પ્રગટે છે ધારાઓ
મ્હારાં સકલ અંગે અંગમાંથી.
નૂર ! ત્હને દીઠે ખુદા સાંભરે છે.

નૂરજહાન : ફૂલફૂલ્યાં આપણાં પરિધાન સમી
દિલની પાંખડીઓ પ્રફુલ્લે છે.
જાને જીગર ! પ્રેમીઓના આ પ્રાણદેશે
પાણી પુષ્પો ને વનફૂલ
પ્રેમનાં જ પ્રગટે છે અંહી.
અજબ ઉડે છે આ સૌન્દર્યદેશમાં
આત્માના અમ્મર ફૂવારા.
વાદળી જેવું વરસે છે મ્હારૂં યે અન્તર
ઝીણી ઝીણી સહસ્રધારાએ
મ્હારા અન્તરના આધાર ઉપર.
અદ્‍ભુત છે, પ્રાણેશ્વર !
સૌન્દર્યકુંજોની આ અખંડ વસન્ત.

જહાંગીર : ને અદ્‍ભુત છે સૌન્દર્યનાં દેવી,

મ્હારાં બાદશાહબેગમ.
ખુદ ખુદાએ સરજી નથી
પૃથ્વીપાટે આ રસપ્રતિમાની જોડલી ?
કાશ્મીર છે અખંડ વસન્તનો ગુલઝાર :
બાદશાહતના રાજમહાલયનો રંગમંડપ :
પ્રારબ્ધીઓની અણુકરમાતી પુષ્પશય્યા.
સૂજનપીંછીનાં કારમાં કિરણોથી
કિસ્મતે ચીતર્યું છે સૃષ્ટિનું આ પાનું.
આ સ્વર્ગખંડનાં સૌન્દર્યદર્શને
હૈયાની કળીઓ ઉઘડી ફૂલ થાય છે.
અયિ નૂરે દુનિયા ! ચિરાઘે જહાન !
સૌન્દર્યના સૂર્ય !

અગર ફિરદૌસ બર રૂએ ઝમીનસ્ત,
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.

દુનિયામાં બેહસ્ત હો તો કાશ્મીર છે :
દુનિયામાં રસદેવી હો તો નૂરજહાન છે.
બાદશાહબેગમ નૂરજહાન
એટલે બેહસ્તનું સૌન્દર્યપુષ્પ.

દિલતખ્તે જીવનજ્યોતિ સમી તું ;

**નૂરજહાન** : ને એ દુનિયાનો રસફિરીશ્તો
મ્હારે તો મ્હારો જીવનાધાર જહાંગીર.

અમીકૂપો તું, આયુષ્યનું અમી તું,

( લતા જેવી જહાંગીરને ગજસ્કન્ધે લટકી રહે છે. એક દાસી રત્નકટોરા ને શરાબદાન લાવે છે. )

જહાંગીર : જીવનનો કટોરો ભરેલો હતો ;
ઝીણાં છિદ્રમાંથી વહી તે જતો.

નૂરજહાન : નહીં ખૂટશે કાલ ખૂટયે ય તે,
જીવનનો કટોરો અખેપાત્ર છે.

જહાંગીર : અયિ મૂર્તિમન્ત જગત્પ્રભા !
ત્હારાં સૌન્દર્યનો, ત્હારી દેહકવિતાનો,
ત્હારા પ્રેમાત્મનનો અમૃતકટોરો
બેશક અક્ષયપાત્ર જ છે.
આ જામને ચૂમવા કરતાં,
લાવ, ત્હારા મુખના જામને
લાખનલાખ ચુમ્બન કરૂં.
દુનિયાનો એ દેવપ્યાલો છે.
આ રત્નકટોરામાં ઝેર છે,
એ વદનકટોરીમાં અમૃત છે :
મ્હને ને ત્હને અમ્મર કરશે.
જીવનજ્યોતની છેલ્લી ઝાળ—

( ભુજપાશમાં લેઈ પ્રેમનમન કરતી નૂરજહાનનાં રત્નઅંબોડલો ને શીરાફુલ ચુમ્બનઝડીઓથી વધાવે છે. પછી છોડીને )

વાદળમાં ચન્દ્ર છૂપાય તો
એ ધનભાગ્ય વાદળને યે
લાખન વાર હમારાં ચુમ્બન છે.

નૂરજહાન : ગુલે ગુલ-ગુલનું અત્તર
ગુલની પાંખડીઓમાં રમે છે ;
ચિરાગે ચન્દ્રનું અમૃત
ચન્દનીની હીરાજ્યોતમાં ઝબકે છે :
માનવીની ઝીન્દગીનું અત્તર
માનવીની જીવનપાંખડીઓમાં,
આદમઝાતની આત્મોર્મિઓમાં વિરાજે છે.

જહાંગીર : ઝીન્દગીની તિથિએ તિથિએ ખીલતી
એ મ્હારી સૌન્દર્યની ચન્દ્રકલા !
સોળ વર્ષનો આપણી સોળે તિથિઓ
લગ્નોત્સવની પૂરી થઇ આજ:
જીવનનું પખવાડિયું પૂરૂં થયું
ને પ્રેમની પૂર્ણિમા ઉગી.
બહુ માણ્યાં, જગત બહુ જોયું:
એક માત્ર બાકી છે હવે
પ્રારબ્ધની પાછળ જોવાનું.
પધારો, પીઓ અને પાવ
જીવનનો ભરેલો આપણો જામ.

( બાદશાહને ઘડીક દમની ઉધરસ ચ્હડે છે. નૂરજહાન જહાંગીરની સ્હોડમાં સંચરે છે. )

દાસીઓ : સૌન્દર્યની ચન્દ્રકલા મુગટમાં ધારી, લાલા
ધર્યો શિરે ચન્દનીના ઝવારા,
ઝવારા, ઝવારા:
પ્રભા ઝીલનારાં !

( ચન્દનીના જ જાણે હોય એવા જલફૂવારા ઉડી રહે છે. નૂરજહાન અને જહાંગીર પુષ્પસિંહાસને બેસી શીરાઝી દ્રાક્ષાસવનો એક રત્નકટોરો ભરી પરસ્પરને પાય છે. )

જહાંગીર : પાવ, બાદશાહબેગમ !
પાવ એ જીવનનો જામ
આજે હયાતથી છલાછલ ભરેલો.
મ્હીં ડૂબાવવો છે મ્હારે
આવતાં મોતનાં પગલાંનો આવાઝ.

દાસીઓ : વિરલાં છો પ્રેમી, ઓ પ્યારાં !
ઓ પ્યારાં ! ઓ પ્યારાં !
પ્રભા ઝીલનારાં !

( એક ફૂલપાત્રમાં હેવરંગી વનફૂલડાં ભરી શયદા હસતી-દોડતી આવે છે. )

શયદા : પચ્ચાસ, બાદશાહબેગમ ! પૂરા પચ્ચાસ.

જહાંગીર : ત્હારા મુખમાં મીઠપ, શયદા !
એક વનક્યારેથી પચ્ચાસ ફૂલરંગો !
સુભાન અલ્લાહ ! કાશ્મીર પુષ્પભૂમિ છે.
જો આ શાલામારનો ફૂલફૂવારો !
આંખડી ઉડી નિરખે ત્ય્હાં ત્ય્હાં ઢળ્યાં છે
વનવ્હેતાં જલ ને જલછાંટી હરિયાળી :
હિમાલયને હૈયે ને અંગુલિઅંગુલિએ
જાણે લીલમની વીંટીઓ
ને લીલમના હાર પહેરાવ્યાં !

( જયધ્વજ ધારેલો વીરવેશે બાદશાહી દૂત આવે છે. )

**દૂત** : જય જહાંગીરશાહીનો !

**નૂરજહાન** : સામન્તવીર ! ઘોડીલાનાં ફીણુ ઝબ્બતરે છે,
વજ્રટોપની કલગી યે
ડોલે છે લહરીલહરીમાં.
શા માટે કરવી પડી હતી
પવન ને ઘોડીલાની એ શરત ?

**દૂત** : શાહબખ્તી બાદશાહબેગમની.
મુગલસેના જીતી કાંગરાનો કિલ્લો.

**જહાંગીર** : એક હજારીની મનસબદારી,
ને એ ચાર બોલનાં ચાર ગામ.
ઇસ્લામના બાવન ઘેરા ફોગટ હતા :
એ મોજાંઓ અથડાઇને ફૂટી ગયાં,
એ સમશેરો ભાગી કિલ્લાને કાંગરે,
એ ભાલાઓએ ન વીંધ્યા ગિરિના ગઢ:
આજે ફરકયો ત્ય્હાં જહાંગીરનો જયધ્વજ.
રૂપાચોરસે ત્ય્હાં મઢેલા છે
વજ્રેશ્વરી દેવીના મન્દિરપગથાર.
ત્ય્હાં તો છે જ્વાલામુખીની ઝાળ,
ફરતા છે ભીષણમુખ ગિરિદુર્ગો,
ગરૂડના માળા સમા ગગનમાંથી લટકન્તા.
યક્ષના યજ્ઞમાં દુર્ગા ત્ય્હાં સતી થઇ.
હિમાલય રક્ષતો'તો એ હિમકુમારીને.
મુગલાઇ આજ હિમાલયને જીતી.

નૂરજહાન: કૈલાસને જીત્યો મ્હારો જહાંગીરશાહ.
ઉંચ્ચામાં ઉંચ્ચે ગિરિશિખરે છે
આજે બાદશાહીનો જયધ્વજ.
શયદા ! ઠાલવ ફૂલનું પાત્ર વધામણાંમાં.
સામન્તજી ! રાજતંબૂએ આવજો :
ફૂલડાં છે એટલાં મોતી આપીશ.

( પચ્ચાસ જાતનાં શયદા વીર સામન્તને ફૂલ આપે છે. સરદાર કુરનસ કરી સિધાવે છે )

શયદા ! બોલાવ કાશ્મીરી કંચનીઓને.
જહાંગીર: સાચ્ચે ! કાંચનમૂર્તિઓ જ છે
કાશ્મીરનાં રમણીરત્નો તો.

( સૂર્યતેજની જ ઘડેલી હોય એવી બે રૂપમૂર્તિઓ પધારે છે. સંગીતપરિવાર ફૂલછોડવામાં છૂપાયો સાજ ખેલે છે. )

કંચનીયો : હો ! સાજન ! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ ?

દિલને રમાડે, દૃષ્ટિ રીઝાવે,
આત્માને અમૃત પાય;
યુગયુગનાં આયુષ્ સરજે, ને
વિશ્વ સકળને વ્હાય:

સાજન ! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ ?
ક્ય્હાં છે સૌન્દર્યના દેશ ?
સાજન ! ક્ય્હાં છે સૌન્દર્યના દેશ ?

અંગ ત્રિભંગ, અનંગ સરિખડો,
ક્યહાં શો વદનવિલાસ:

નયન હસે નેહનીતરતાં જ્યહાં,
હૈયાનાં હુલસે હાસ:

સજની! ત્યહાં છે સૌન્દર્યના દેશ.
ત્યહાં છે સૌન્દર્યના દેશ,
હો! સજની! ત્યહાં છે સૌન્દર્યના દેશ.

ફૂલ ઉગ્યું એક દિલને સરોવર
ફોરતું અજબ પરાગ;
પર્વતશિખરે ઉડતો મધુપ એ:
ક્યહાંથી જાગ્યા અનુરાગ ?

સાજન ! ક્યહાં છે સૌન્દર્યના દેશ !
ક્યહાં છે સૌન્દર્યના દેશ ?
હો ! સાજન ! ક્યહાં છે સૌન્દર્યના દેશ ?

વીજળી ઉડે, કોઈ મેઘ ઝીલે, ને
ફફડાવે રસલીની પાંખ;
પ્રીતમપ્રિયનાં પ્રારબ્ધ ઘડે જ્યહાં
ચાંદાસૂરજની સાખ:

સજની ! ત્યહાં છે સૌન્દર્યના દેશ.
ત્યહાં છે સૌન્દર્યના દેશ,
હો ! સજની ! ત્યહાં છે સૌન્દર્યના દેશ.

**જહાંગીર :** નૂરજહાનનાં નયનોમાં છે સૌન્દર્યના દેશ:
નૂરજહાનના નૂરપરાગમાં છે સૌન્દર્યનાં સ્વર્ગ.

**નૂરજહાન :** જહાંગીરનાં ઉરગુલઝારમાં છે
મ્હારાં સૌન્દર્યનાં સૌભાગ્ય.

સ્વર્ગફૂલડે વધાવું છું મ્હારા જહાંગીરને.
હિમાલયને શિખરે રોપાયો બાદશાહી જયધ્વજ.
દેહલીનો દરવાજો લોહરગઢ,
ને સારા હિન્દના દરવાઝાની
દેવડીઓ કાબૂલ કન્દહાર ને ગઝનવી.
બાદશાહે સર કીધા વાઘના એ વાડા.
ત્યહાં વિજયધ્વજની પુનઃસ્થાપનાનો
આજનો આપણો વિજયોત્સવ—

**જહાંગીર :** એ તો છે જ, સૌન્દર્યપૂતળી!
અને એથી યે અધિકો છે
આજનો આપણો મહોત્સવ.
નૂરજહાન-જહાંગીરનો આજ
જીવનનો જીવનમહોત્સવ છે.
ભૂલી જા, અય નૂરે જહાન!
ભૂલી જા સંસારની ચિનગારીઓ અંહી.
મા લાવશો કાશ્મીરની રસકુંજોમાં
કોઇ એ દુન્યવી વાતો.
એવું જ માનવા દો
રસોપાસકોને અંહી કે
હિમાલયનાં શિખરો સમાં આયુષ્યશિખરો યે
કાલસ્થિર ને ચિરંજીવી છે.
ઓ જગત્વાસીઓ! આ સૌન્દર્યકુંજમાં
જીવો, ને ઝીલો જગતની પરમ પ્રભા.

**નૂરજહાન :** બુલબુલ ઉડે છે બાગમાં, ઉડજો સદા;
તમ મંજુમંજુલ ગીત કંઇ વરજો સદા.

ફુન્ચવી શોક ને સન્તાપ,
જગતની હારજીતના વાયુ
મા આવશો કેસરનાં આ ઉદ્યાનોમાં,
મા અભડાવશો આ સ્વર્ગકુંજોને.

**જહાંગીર** : આકાશવિશાળ હિન્દુસ્થાનના
વૈભવસમૃદ્ધ કેટલાક પ્રાન્ત જીત્યો—
ખોયા, ખોયા, ને જીત્યો ;—
પણ એ નૂરે જહાન ! ત્હને જીત્યો
એ જ મ્હારી ઝીન્દગીનો દિગ્વિજય.
પૃથ્વીકુંજોમાં દેવાંગના સાંપડી મ્હને,
પછી શા હોય, હુરઆદી !
સ્વર્ગના યે અભિલાષ મ્હારે ?

**નૂરજહાન** : આ દિલ સરોવરનાં જલમાં
બાદશાહી કિશ્તી તરે છે;
મ્હારાં દિલસરોવરનાં જલમાં એમ
બાદશાહની મૂર્તિ તરે છે.
જહાંગીરે સારી જહાનને જીતી;
તે જહાનનું સૂકુંલુખ્ખું નૂરે
જહાંગીરનું જ હોય ને ?

( બાદશાહને દમ ચ્હડે છે. )

**જહાંગીર** : ( દમ લેતાં લેતાં )
જો ! પ્હણે, ક્ષિતિજપાળે જો:
પૃથ્વી આભમાં ઢોળાય છે ત્યહાં.
જીવન એમ અનન્તમાં ઢોળાતાં જોઉં છું.

આયુષ્યને આરે ઉભાં ઉભાં
નૂરે જહાન ! જુવાન થવાની
આપણે રમત નથી રમતાં આજ ?

**નૂરજહાન :** ના, મુજ આયુષ્યસલ્તનતના શહેનશાહ !
જગતનાં પ્રેમીઓ સહુ
જોબનદેશનાં જ વાસી છે.
દુનિયાનાં સહુ જહાંગીર-નૂરજહાન
યૌવનવસન્તનાં જ ફૂલડાં છે.
યૌવનનાં અમૃત પીધાં આપણે.
આઘા છે હજી આયુષ્યના ઓવારા.
કાશ્મીરનાં સરોવરો સૂકાતાં નથી :
દિલનાં ઝીલ્લરો યે, દરિયાવ શાં,
અખંડ જલહિન્ડોલે ડોલે છે.

( રત્નકટોરો ભરે છે. )

**જહાંગીર :** એમ થાય છે, નૂર ! કે
ત્હેને સન્મુખ સ્થાપી ખુદાને પૂજું.

**દાસીઓ :** જહાનના નૂરને આ જહાંગીર ! ઝીલીને, હાં !
રોપ્યા ઝીન્દગીના રંગફુવારા,
ફુવારા, ફુવારા :
પ્રભા ઝીલનારાં !

( રંગબેરંગી જલફુવારાઓની, નાનાવિધનાં ઇન્દ્રધનુષ્યો જેવી, ધારાઓ ઉડી રહે છે ; જલધારાઓ ઉપર ફુલગેંદો નાચે છે. )

પરમ પ્રભા ઝીલનારાં !
વિરલાં છો પ્રેમી, ઓ પ્યારાં !
ઓ પ્યારાં ! ઓ પ્યારાં !
પ્રભા ઝીલનારાં !

**નૂરજહાન** : જાવ, છોકરીઓ ! જાવ.
ઝમીન ઉપર અવનવાં ફૂલડાં ફૂલે છે,
આસ્માનમાં અજાયબ રંગો ઉડે છે.
હું મ્હારા જીગરની જીવનછાંયે છું,
ત્હમે ત્હમારા જીગરના જીવનઆરે જાવ.
અમે છીએ એવાં જગત શાહ થાવ.
જીવનભરના ઉત્સવ ઉજવો,
રસસૌન્દર્યનાં અમરવેલ વિશ્વે વિસ્તારો.
જહાંગીર ને નૂરજહાનની રસજ્યોત
પ્રગટાવો નરનારનાં ઉરઉરમાં.
અમારા જીગરમાં ઉડે છે,
સહુના જીવનમાં એવા ફૂવારા ઉડજો !
અખંડ તપો જગતનાં રસોપાસકોમાં
અમારા જીવનજ્યોત્સવની પૂર્ણિમાની
અમૃતમોંઘેરી આ માઝમ રાત.

**દાસીઓ** : ધન્ય શાહમજનૂન જહાંગીરશાહને,
ધન્ય જગતરસિયેણ નૂરજહાનને.

**જહાંગીર** : નૂરજહાને જહાંગીરને અમ્મર કીધો.

**નૂરજહાન :** પરસ્પર અધરામૃત પાઇને
પરસ્પરને ઇતિહાસમાં અમ્મર કીધાં
જહાંગીર–નૂરજહાને.

આથમ્યા–અણઆથમ્યા રહેશે સદા,
પ્રેમીઓના અમર છે પ્રીતવાયદા;
સૂર્યને ચન્દ્રીએ દીધા કૉલ, તે
જો ! કરે છ અનન્તને આંગણે અદા.

( ગાતી ગાતી, ને ઓવારણાં લેતી, ને પુષ્પો છાંટતી દાસીઓ ફૂલછાડમાં વેરાતી જાય છે. બાદશાહ જહાંગીર ને બાદશાહબેગમ નૂરજહાન, અખંડ યૌવનની મૂર્તિઓ સરિખડાં, પરસ્પરને કરહિન્ડોલે હીંચકતાં હીંચકતાં કુંજમાંના કમલહિન્ડોલા ભણી સંચરે છે.

ફૂલના છોડ પાછળથી જાણે ફૂલડાં જ ઉચ્ચરતાં હોય એવો ધીમો ગીતધ્વનિ સ્ફુરે છે. )

વિરલાં છો પ્રેમી, ઓ પ્યારાં !
ઓ પ્યારાં ! ઓ પ્યારાં !
પ્રભા ઝીલનારાં !



## પ્રવેશ છઠ્ઠો

### પ્રેમદર્શન



( રાવીતીરે શાહદરાના મકબરામાં હીરામોતીની ઝૂલવન્તી જરિયાનની ચાદરઢાંકી જહાંગીર બાદશાહની કબ્ર છે. રત્નજડી સોનારૂપાની દીવીએ ફરતા રતનદીવડા કંઇક ગેબી પ્રકાસ ફેરી રહ્યા છે. શ્વેતવસ્ત્રધારિણી, પ્રેમની પૂજારણ, પ્રાણજખમાયેલી રાજહંસી સરિખડી, શહેનશાહબાનૂ નૂરજહાન કરમાયેલી કમલપાંદડીઓ પડતીઉપડતી હોય એવે પગલે પધારે છે.

મોરપીંછે શહેનશાહબાનૂ પ્રેમસમાધિની રજોટી ઉડાડે છે; મહામૂલી જરિયાનની ચાદર ઉપર નિજ ગૂંથી ફૂલચાદર બિછાવે છે; સોનારૂપાનાં ગંગાજમની ધૂપદાનિયાંમાં ધૂપ પ્રગટાવી કદમમાં ધરે છે. )

**નૂરજહાન** : મ્હારા દિલદિલાવર બાદશાહ !
ત્હારા ગુણરત્નો આલમને શણગારતા.
કલન્દરશાહ સાચ્ચા હતા.
આજે–અમારા બાદશાહી વિલાસ નથી ત્ય્હારે,
ભાગ્યની ભવ્ય કલા આથમ્યા પછી,
પ્રેમની પરમ અવસ્થા હું માણું છું.
જ્યહાં જ્યહાં જોઉં છું
ત્ય્હાં મ્હારો જહાંગીર જોઉં છું.

ત્ય્હાં-સ્વર્ગમાં યે વ્હાલા ! સ્વીકારજે
સ્નેહસોહાગણના આ જીવનસમર્પણ,
પ્રેમની પૂજારણની આ પ્રેમપૂજા.
અખંડ છાંટજે ત્ય્હાંથી
ત્હારાં પ્રેમામૃત, મ્હારા પ્રાણેશ્વર !
ને લીલી રાખજે સદા આપણી ઉરકુંજો.

( કબ્રને ફૂલડે વધાવે છે; ત્રણ વાર સીજદે. ભરે છે; હરેક સીજદે ત્રણ-ત્રણ વાર ખાકબોસી કરે છે. )

રૂઝવજે હરિ ! સૌની દિલની દાઝને:
ખૂઝવજે હરિ ! સૌની આતમઆઝને.



# ગીતો





